# સરી જતું સૂરત

'અમે બધાં' ઉપરથી
રચાયલું નાટક
: સાત દશ્યોમાં :

ધનસુખલાલ મહેતા.

સવા રૂપિયો



એન. એમ. ત્રિપાઠી એન્ડ કંપની
બુકસેલર્સ · પબ્લિશર્સ
પ્રિન્સેસ સ્ટ્રીટ
મુંબઈ

પ્રથમ આવૃત્તિ
૧૦૫૦

સંવત ૧૯૯૮
ઇ. સ. ૧૯૪૨





પ્રકાશક :
પરમસુખ પંડ્યા
એન. એમ. ત્રિપાઠી એન્ડ કંપની
મુંબાઇ ૨

મુદ્રક :
આર. આર. બખલે
મુંબઈ વૈભવ પ્રેસ
સેન્ડહર્સ્ટ રોડ, મુંબાઈ ૪



શ્રી. કમળ ગાંધી

શ્રી. શાન્તુ ગાંધી

શ્રી. નીમુ ગાંધી

— ને સસ્નેહ અર્પણ

સાંતાક્રુઝ

ટાગોર રોડ

તા. ૧ : ૩ : ૪૨

ધનસુખલાલ મહેતા

"........અમારા આગલા ખંડમાં વડીલોની બેઠકો જામતી. તે સમયે મને હૃદયના ઊંડા ઊંડા ખૂણામાં એમ લાગ્યા કરતું કે આવો જમાનો, આવાં વડીલો, આવી વાતો અને 'સમય એ જ દ્રવ્ય છે' એવી મનુષ્યને નિષ્ઠુર બનાવી દેતી કહેવતોને ઠોકરે મારનાર માનવીઓ હું જોવાનો નથી.

* * *

તે બેઠકોમાં તે પ્રસંગે વાપરવામાં આવેલ જાજમ – એ સમયને આજે વીસ પચીસ વર્ષ થઇ ગયાં છે – આજે પણ અમારા વતનના ઘરમાં પડી છે. તેમાં અનેક નાનાં મોટાં છિદ્રો છે અને નથી રહ્યાં એનામાં અસલનાં રૂપ કે રંગ. છતાં પણ એ જાજમ ફેંકી દેવાને મારૂં જિગર તૈયાર થતું નથી.

* * *

અત્યારે પણ જ્યારે સૂરત જાઉં છું ત્યારે એ જ નાચ-મુજરા કરાવવાના ખંડમાં એ જ જાજમ પથરાવું છું. એને યોગ્ય તકિયો મૂકી જ્યારે હું આડો પડવાની તૈયારી કરૂં છું ત્યારે એ જાજમ ઉપર પેલી બેઠકો વખતે પડેલા ચાહ, કૉફી અને દુધના ડાઘા, વડીલોએ પાન બનાવતાં તેના ઉપર ચોપડેલ ચુનો, લગ્ન પ્રસંગે છૂટથી ખવાતાં બરફી, કોપરાપાક અને પેંડાથી થએલ નુકસાનીનાં ચિહ્નો હું સ્પષ્ટ જોઇ શકું છું.

વ્યવહારૂ છતાં અનેક રીતે અવ્યવહારૂ, કપટી ગણાવા મથતાં છતાં ભોળાં અને અનેક ગુણઅવગુણથી ભરેલાં એ વડીલો આજે કુદરતના નિયમને આધીન થઇ ભૂતકાળમાં વિલીન થતાં જાય છે. આ સૌને પરિણામે, ઘડીભર, મને હમણાંનો ત્વરિત ગતિભર્યો, મહા અશાંતિવાળો જમાનો વસમો લાગે છે. મારા હૃદયમાં હું કોઇ અકથ્ય, ઝીણી, દુ:ખભરી ઊર્મિઓ અનુભવું છું.

અને – અને એ સૂરતનું એ જીવન વિધિના કોઇ અનિવાર્ય નિર્માણથી સરી જતું જાય છે – લગભગ સરી ગયું છે."

## અનુક્રમણિકા


દૃશ્ય પહેલું : પાનું

જન્મ ... ... ૧

દૃશ્ય બીજું :

પતંગના પૂરમાં ... ૧૬

દૃશ્ય ત્રીજું :

પાસ કે નાપાસ? ... ૨૫

દૃશ્ય ચોથું :

ચાર ચિંતા વચ્ચે ... ૩૯

દૃશ્ય પાંચમું :

લગ્ન ... ... ૫૭

દૃશ્ય છઠ્ઠું :

મિલન ... ... ૭૭

દૃશ્ય સાતમું :

પૂર્ણાહુતિ ... ... ૮૬




## : પાત્રો :

**વિપિન** : નાટકનો નાયક : : **તનમન** : તેની પત્ની

**મંગળા** અને **છનમુખરામ** : તેનાં મા અને બાપ

**દલસુખરામ** : તેના દાદા : : **શિવશંકર** : તેના સસરા

**નિર્મળા** અને **હસમુખલાલ** : વિપિનનાં બેન અને બનેવી

**સેવકલાલ** અને **વેણીગવરી** : તેનાં નાના અને નાની

**નરહરરામ** અને **પ્રેમકોર** : તેનાં કાકા અને કાકી

**મણિભાભી** : તેનાં મામી : : **ચિમુમાશી** : તેનાં માશી

**ઝનુભાઇ** : વૃદ્ધ નહિ છતાં બધાંના વડીલ

**ડાહ્યો ડુંગળી** : ઝનુભાઇનો આસિસ્ટન્ટ

**ડાહીકાકી** : વિપિનના મોસાળની એક વૃદ્ધા

**કમળ, મોંઘીભાભી, સનમુખ સોગટી,**
**નાનુ ચીમટી** : તનમનનાં સગાંવહાલાં

**રામશંકર, ત્રિપુરાશંકર, બળવંતરાય**
નાતના ગોર

ગરબા ગાનાર યુવતીઓ, મામદ નોકર વગેરે



# દૃશ્ય : પહેલું

## જન્મ

આ નાટકમાં સરી જતા સૂરતનું
ઈ. સ. ૧૮૯૫ થી ઈ. સ. ૧૯૨૦ ના
ગાળાનું જીવન આલેખાયલું છે.
નાટકના નાયક વિપિનનો જન્મ થાય
છે. તેની તૈયારીમાં વિપિનનાં મોસાળીયાં
ગૂંથાઈ ગયેલાં છે.

: સ્થળ :

ગોપીપરાના સેતાન ફળીયામાં વિપિનના મોસાળનું ઘર

: સમય :

રાતના દસ

* * *

"......આ કથા જો ધડકધુજારાથી ભરપૂર કોઇ ડીટેકટિવ નવલકથા હોત કે ભયંકર અને કરપીણ ખૂનોનાં કમકમાં ઉત્પન્ન કરનાર વૃત્તાંતોથી છલોછલ વાર્તા હોત તો આ ઘરની અશાંતિ ઉત્પન્ન થવાનું કારણ હું સ્વાભાવિક રીતે જ ન કહેત. પરંતુ આ તો એક શાંત, જીર્ણ શહેરના શાંત જીવનની સાદી કહાણી છે એટલે ભેદ છુપાવવાની કશી જરૂર નથી. આ અશાંતિ, આ નિદ્રાનો ત્યાગ, આ ખાનગી ગુસપુસ વાતો વગેરેનું કારણ માત્ર આટલું જ હતું :

હું પોતે આ પૃથ્વી પર પનોતાં પગલાં પાડવાની તૈયારીમાં હતો........"



## દૃશ્ય : બીજું

### પતંગના પૂરમાં

વિપિન નવ–દસ વર્ષનો થયો છે.
સંક્રાંત પાસે આવતી જાય છે. પતંગના
પૂરમાં સુરતનાં આબાલવૃદ્ધ નરનારીઓ
ડૂબી ગયાં છે.

: સ્થળ :
ગોપીપરાના કાયસ્થ મોહોલ્લામાં વિપિનનું ઘર

: સમય :
સાંજના પાંચ

* * *

"………આંકા મદારીએ પોતાની લાલીને અમારા પતંગની પાસે લાવવા છેક નીચી પાડી. દાદાએ આ ક્ષણ જોઈ ને લાભ લીધો. તેમણે અમારાં ખડણુચાં પાસે ગોથ મરાવી અને મદારીના પતંગને ઉપર ચડવાનો માર્ગ બંધ કરી દીધો. મંગળા, સમાલજે દીકરી!' કહીને દાદાએ અમારા પતંગનો મદારીના પતંગ જોડે ભેટો કરાવ્યો.

'મદારી મોત આવ્યું છે! ટટાર થા!' દાદાએ ગર્જના કરી.

'કાકા, હજી દિલ્હિ બહુ દૂર છે!' આંકાએ પડઘો પાડ્યો.

દાદાએ સિફત વાપરી; દોર જરા ઠાંચી અને પછી એકદમ ભપકો છોડ્યો. આંકા મદારીનો પતંગ કપાયો!

'લેતો જા દીકરા! આવજે પેચ લડાવવા! કા-અ-ટે-એ-હે-એ-એ!' દાદાનો પ્રચંડ વિજયી અવાજ વાતાવરણમાં ઘૂમી રહ્યો…"



# દૃશ્ય : ત્રીજું

## પાસ કે નપાસ?

વિપિન સોળ વરસનો થયો છે. મૅટ્રિકની પરીક્ષાના પરિણામનો દિવસ છે. અત્યારે કોઇ યુવક સોલિસિટરની પરિક્ષામાં પણ પાસ કે નાપાસ થાય એ બહુ નજીવો પ્રસંગ ગણાય છે. તે સમયે મૅટ્રિકની પરીક્ષાના પરિણામ ઉપર જન્મ અને મૃત્યુનો આધાર રહેલો છે એવી માન્યતા પ્રચલિત હતી. માત્ર કુટુંબીજનો જ નહિ પણ આખો મોહોલ્લો એ બાબતમાં રસ લેતો.

: સ્થળ :
વિપિનનું ઘર

: સમય :
બપોરના બે

* * *

"………ઝરમર ઝરમર મેહુલો ટપકતો હોય, કોક કોક પ્રસંગે વીજળી કાળા આકાશમાં ઝબૂકતી આપણા અંતરમાં કોઇ અનેરી વેદના ઉત્પન્ન કરાવતી હોય, આપણે મેડીમાં ખાટલામાં પડયા પડયા, એકલા, રાત્રિનું આ અદ્ભુત સ્વરૂપ જોતા હોઈએ તે વેળા કલાપી, બાલાશંકર કે બુલબુલનાં કાવ્યોનાં પુસ્તકો વાંચવાં હોય તો જાણે સમજ્યા. પણ તે પ્રસંગે ભૂગોળ, ગણિત, રસાયનશાસ્ત્ર કે એવી કોઈ વિદ્યાનાં શુષ્ક પુસ્તકો વાંચવાનાં હોય તો આપણે ન જ વાંચી શકીએ, અને વાંચીએ તો સમજી ન શકીએ એ સ્વાભાવિક છે. પરંતુ પરીક્ષા પાસ નહિ કરીએ તો કો સૌંદર્યવતી સુંદરી પત્ની તરીકે પ્રાપ્ત નહિ થાય એવા ઝાંખા અસ્પષ્ટ વિચાર ખાતર, આટઆટલી વિટંબના, આટઆટલી ઉપાધિઓ અને અન્ય પ્રવૃત્તિઓ છતાં વાંચવું જ પડતું………"

# દશ્ય : ચોથું

## ચાર ચિંતા વચ્ચે

વિપિન સોળ વરસનો થયો છે. સંયુક્ત કુટુંબની ઇમારતના પાયા અમુક અંશે હાલવા લાગ્યા છે. બદલાતા જમાનાના પરિણામ રૂપે જુદી જુદી વ્યક્તિઓ એકેકને પૂછ્યા વગર જુદી જુદી કન્યા સાથે વિવાહ નક્કી કરી નાખે છે. વૃદ્ધ નહિ છતાં વડીલ ગણાતા ઝનુભાઇની દૃઢતાથી વિપિન આ આફતમાંથી બચી જાય છે.

: સ્થળ :

વિપિનનું ઘર

: સમય :

સવારના દસ

*

"………મારા વિવાહ થાય એ જોવા હું બહુ આતુર હતો. હું ઘણો રસિક હતો અને છું. પણ તે સમય જુદો હતો, સંયોગો જુદા હતા. જ્ઞાતિની કોઇ પણ કુમારિકા જોડે વિવાહ થાય તો તે કુમારિકા સર્વશ્રેષ્ઠ હશે જ એમ માની લેવાનું માનસ તે સમયે જુવાનિયાઓમાં હતું. વિવાહ થાય તે જ દિવસથી યુવક પ્રિયતમ બને, યુવતી પ્રિયતમા બને; પછી ભલેને તે દિવસ અગાઉ ઉભયે એકેકને જોયાં જ નહિ હોય !… ……"



૨૩૫૦૯

# દશ્ય : પાંચમું

## લગ્ન

વિપિન ચોવીસ વરસનો થયો છે.
ચાર ચિતા વચ્ચેનો ઘોટાળો શાંત
થયા પછી અમુક સમયે તેના વિવાહ
શિવશંકરની પુત્રી તનમન જોડે થયેલા :
તેની જોડે વિપિનનાં લગ્ન છે.

: સ્થળ ;

ગોપીપરામાં લીમડીકુઇમાં શિવશંકરના ઘરનો માંડવો

: સમય :

રાતના દસ

* * *

" ........અનેક આરસા અને રવિવર્માનાં મોહિની, શકુંતલા મેનકા અને વિશ્વામિત્ર વગેરે ચિત્રોથી સુશોભિત માંડવો જ્યારે મીણ-બત્તીનાં ઝુમ્મરોના અને દીવાલના મૂન અને હાંડીઓના ઝાંખા પણ આહ્લાદક લાગતા પ્રકાશમાં ઝળાહળી ઊઠયો હોય ત્યારે ઘડીએ ઘડીએ મા, બહેન, પિતા, કાકા વગેરે આપણી પાસે આવીને સ્નેહ દર્શાવે; અનેક યુવતીઓ એ પ્રકાશમાં, લાલિત્ય ઝરતા મરોડથી, ત્યાં ટાંગેલા આરસામાં જોતી જોતી પોતાનું સૌંદર્ય અધિક ખીલવતી, જુદા જુદા અભિનય કરતી આપણી સાથે વાર્તાલાપ કરવા ઉત્સુકતા બતાવે ત્યારે આપણને વરરાજા તરીકે આનંદ થાય એ સ્વાભાવિક અને ક્ષમ્ય છે........"



# દૃશ્ય : છઠ્ઠું

## મિલન

વિપિનનાં લગ્ન નિર્વિઘ્ન થઇ ગયાં છે. એ
ત્રણ દિવસ બીજા કાર્યક્રમ થયા તે પછી
વિપિનને ઘેર ગરબા રાખવામાં આવ્યા
છે. તે જ રાતથી વિપિનનું પરિણીત જીવન
શરૂ થવાનું હતું એટલે ગરબામાંથી દસેક
મિનિટ જેટલો સમય પણ પોતાને પત્ની
મળે એવી ગોઠવણ વિપિને પોતાની બહેન
નિર્મળા જોડે કરેલી છે.

: સ્થળ :

વિપિનનું ઘર

: સમય :

રાતના સાડા દસ

*　　*　　*

"………ઘણીયે વાર આવું બનતું : અમારા જગતમાંનાં કોઇ ફરહાદ અને શિરીન, કોઇ પૃથુરાજ અને સંયુક્તા, વડીલોની આંખમાં ધૂળ નાખી એકાદ ખંડમાં ત્રીશેક મિનિટને માટે પ્રેમાલાપ કરવા મળી શક્યાં હોય. કાંઇક ખેંચાતાં, કાંઇક કંપતાં, કદાચ પકડાઇશું તો શી વલે થશે તેની કરાલ કલ્પના માત્રથી મૂંઝાતાં યુવકે, ખંડનાં બારણાં દીધાં હોય. પછી ? પછી શું ? પોતે તદ્દન સ્વસ્થ છે એમ બતાવવાનો યત્ન કરતો યુવક ખુરશી ઉપર બેસી ગયો હોય ત્યાંથી એનાથી પાછું ઉઠાયજ નહિ. ખંડનાં દ્વાર બંધ થતી વખતે યુવતી બારીને અઢીંગીને બહારનું— કુદરતનું નર્યું સૌંદર્ય નિરખવામાં ખડી હોય ત્યાંથી એ ખસી શકે જ નહિ. મહા પ્રયાસે મેળવેલ તકના આરંભની ઘટિકાઓ આ પ્રમાણે વેડફાઇ જતી જાય છે!

હૃદયમાં ઘણુંય મન્થન ચાલ્યા કરે છે છતાં યુવક કશું પણ બોલી શકતો નથી. કૉલેજજીવન અને પાશ્ચાત્ય નવલકથાસાહિત્યના ભારથી વિમુક્ત એવી યુવતી આખરે કંટાળે છે અને બારીમાંથી મોં પાછું વાળી લજ્જાશીલ અવાજે પૂછે છે : 'કેમ, કશું બોલતા નથી? તો પછી હું તો જઇશ. કોઇ જોઈ જશે તો ભોગ લાગશે!........"



# દૃશ્ય : સાતમું

## પૂર્ણાહુતિ

ગરબા લગભગ પૂરા થઇ ગયા છે છેલ્લો એક ગરબો ગાવાનું મોટેરાં કહે છે. એટલામાં મોટેરાંની ચાલાક નજર નિર્મળા અને તનમનની ગેરહાજરી પકડે છે. બંને આવે છે. ગરબો ગવાય છે. યુવતીઓના ગયા પછી મોટેરાં માણેલા ઉત્સવને ફરી વાર વાર્તાલાપમાં માણી લે છેઃ તેઓ પણ જાય છે. માંગલિક પ્રસંગની પૂર્ણાહુતિની પ્રક્રિયાને લઇને સહજ ઉદ્ભવતી અસ્પષ્ટ ગ્લાનિ મા, પુત્રી, પુત્ર અને પુત્રવધૂને છાવરી લે છે. એ ગ્લાનિ દૂર કરવાના યત્નો નિષ્ફળ જતાં બહેન ભાભીને લઇ જાય છે. મા હૈયાની વેદના અચકાતી જીભે પુત્રને કહે છે. મા–પુત્ર–ઉભયના આત્મા ક્ષણભર એક થઇ જાય છે.

: સ્થળ :

વિપિનનું ઘર

: સમય :

રાતના અગીઆર

*   *   *

"………મનુષ્યના જીવનની ત્રણ ધન્ય પળ—જન્મ, લગ્ન અને મૃત્યુ. તેમાંની બીજી પળ સમયે આનંદના ઓઘ છૂટવા જોઇએ તેને બદલે તીવ્ર ખેદ! વર્ષે થઇ ગયાં છતાં આજે પણ માની કોમળ, કંપતી આકૃતિ, તેનાં અશ્રુપૂર્ણ, મીઠાં, ગરીબડાં નયનો, મધુર અવાજમાં વ્યાપી રહેલી દીન યાચના અને તેની અણકથી પણ સ્પષ્ટ પૃચ્છા

'મને ભૂલીશ ?' એ સર્વ મારી આંખ આગળ ખડાં થઈ જાય છે અને તેની સાથે જ એ ખંડ, ઝાંખો દીવો, ત્રણ ચાર પથારી, આનંદ દર્શાવવા મિથ્યા યત્ન કરતી વહાલસોયી બહેન નિર્મળા, અને મા : એ આખું ચિત્ર મારી આંખ આગળ તરવરી રહે છે.

'આમ શું કર્યા કરો છો ? જાઓ ને અંદર !' દાદર ઉપર નિર્મળાનો અવાજ આવે છે.

'પણ બૂમ ન મારોને – નીચે બા સાંભળશે – હું જાઉં છું.' ઉત્તર મળે છે.

\+ + +

મારા ગળામાં પુષ્પની માળા પડી.

ક્ષણભર તનમનનું મુખ નીચું જ રહ્યું. પછી ધીમે ધીમે તે ઊંચું થયું. મેં મારું મુખ નીચું કર્યું. મારી અને તનમનની આંખ મળી. ઓષ્ઠ પણ મળ્યા.

\+ + +

જગત એક પળ થંભી ગયું.



Lo! some we loved, the loveliest and the best
That Time and Fate of all their Vintage prest,
Have drunk their Cup a Round or two before,
And one by one crept silently to Rest.

* * *

And we, that now make merry in the Room
They left, and Summer dresses in new Bloom,
Ourselves must we beneath the Couch of Earth
Descend, ourselves to make a Couch—for whom?

* * *

Ah, make the most of what we yet may spend,
Before we too into the Dust Descend;
Dust into Dust, and under Dust, to lie,
Sans Wine, sans Song, sans Singer, and—sans End!

* * *

Alike for those who for TO-DAY prepare,
And those that after a TO-MORROW stare,
A Muezzín from the Tower of Darkness cries
"Fools! your Reward is neither Here nor There!"

* * *

*Omar Khayyám*

# સરી જતું સૂરત

## દૃશ્ય : પહેલું

### જન્મ

આ નાટકમાં સરી જતા સૂરતનું
ઈ. સ. ૧૮૯૫ થી ઈ. સ. ૧૯૨૦ના
ગાળાનું જીવન આલેખાયેલ છે.
નાટકના નાયક વિપિનનો જન્મ
થાય છે. તેની તૈયારીમાં વિપિનનાં
મોસાળીયાં ગૂંથાઈ ગયેલાં છે.

: સ્થળ :

ગોપીપરાના સેતાન ફળીયામાં વિપિનના મોસાળનું ઘર

: સમય :

રાતના દસ

# સરી જતું સૂરત

## દૃશ્ય : પહેલું

### જન્મ

[ આગલી પરસાળમાં બૈરાં બેઠાં છે. થોડી થોડી વારે એમાંથી એક બે ઊઠે છે, અંદર જાય છે અને પાછાં આવે છે. એકાદ સાદડી, એકાદ જાજમ અવ્યવસ્થિત પથરાયેલ છે. એક ઝગઝગીયું ફાનસ બળે છે. મંગળાને દુઃખ ઊપડયું છે પણ પ્રેક્ષકો જોઈ ન શકે એવી રીતે એનો ખાટલો બીજા ઓરડામાં છે. પાનની તાસકમાંથી આધેડ સ્ત્રીઓ પાન બનાવીને ખાય છે.

વેણીગવરી : હજી મણીગવરી તો ઉપરથી નીચે પણ નથી ઊતરી શું? પછી લોકો કહેશે કે સાસુઓ વહુઓને દુઃખ દે છે અને ઝાંસા કરે છે; પણ ત્યારે બીજું શું કરે? વહુરાણીયો ઠેકાણાસર ચાલતી હોય તો સાસુઓને અળખામણાં થવું કાંઈ થોડું ગમે છે? બિચારી મંગળાની આ સ્થિતિ છે છતાં એ વહુથી ધણીની સોડ છોડાતી નથી!

**મણીગવરી :** ભાભુજી! હું તો અહીંથી ઉપર ગઈ જ નથી. કાંઈ કામ હોય તો કહોને. મને એમાં સમજણ પડે નહિ એટલે કહ્યા વિના તો હું શી રીતે કરૂં?

**વેણીગવરી :** તે ઉપર ગયાં ન હતાં તે મારે શા ખપમાં આવ્યાં? બીજી સમજણ ન પડે, પણ એટલી તો પડેને કે ગરમ પાણી જોઈશે તો ચુલો સળગાવી મૂકીએ. કેમ, ખોટું કહું છું, ડાહીકાકી?

**ડાહીકાકી :** વાત જવા દોની આજકાલની વહુઓની! મોટી હલોતા જેવડી થાય ત્યારે પરણે છતાં 'સાસુજી, ભાભુજી, હું તો કાંઈ સમજું નહિ!' એ તો ઠીક છે કે વેણીગવરી જેવી સાસુ મળી છે એટલે તાગડધિન્ના છે. બીજી કોઈ મળી હોત તો ખબર પડત!

**વેણીગવરી :** પણ એની કદર ક્યાં કોઈ ને છે? વહુનાં પીયરીયાં તો આટલું કર્યાં છતાં અને વહુને હાથમાં ને હાથમાં રાખ્યા છતાં કટકા ગાળ દે છે તે કાંઈ હું નથી જાણતી? મારા નસીબમાં જ જશ નથી.

**ડાહીકાકી :** નીચી બોરડી સૌ ઝૂડે! તું ભલાઈથી બધું સાંખી રહે છે એટલે એ બધાંને ફાવટ આવે છે. તારી જગ્યા એ બીજી હોય તો એમની છાલ ફાડી નાખે; ત્યારે વળી!

**ચીમુ :** ચાલો, મણીભાભી! આપણે બે મળીને ચુલો સળગાવીએ અને ઉનામણીયું મૂકી દઈએ.

[ **ચીમુ** અને **મણીગવરી** જાય છે.

**ડાહીકાકી :** હજી દુર્ગી કેમ નહિ આવી હોય? એ મોઈનું કામ હોય ત્યારે જ કોણ જાણે એ ક્યાં મરી જાય છે!

**વેણીગવરી :** એ તો જાણે છે જ એવી. પણ અત્યારે મધરાતે એને તેડવા પણ કોણ જાય? મણીવહુ આજે ઉપર ન ગયાં એટલે અમારા દીકરા છગનભાઈ તો માને શાલપામરી ઓઢાડતા ઉપર બેઠા હશે. એને થોડી પડી છે કે બહેનની આવી સ્થિતિ હોય ત્યારે વહુ કામમાં હોય!

**ડાહીકાકી :** વહુને ઉજાગરા થાય તો એની તબિયત બગડી જાય ને! બહેનનું જે થવાનું હોય તે થાય પણ વહુસાહેબને ઉજાગરો કરાવાય?

**વેણીગવરી :** હાલના જુવાનીઆઓને ઘેલછા શી લાગી છે, ઘેલછા!

**ડાહીકાકી :** એ વાત જ ન બોલને, વેણી, જમાનો આખો બદલાઈ ગયો છે. હવે તો બસ વહુ, વહુ અને વહુ; એ સિવાય બીજું સૂઝતું જ નથી ને!

**ચીમુ :** (અંદરથી બહાર આવીને) બિચારા છગનભાઈને ક્યાં પકડયો! દુર્ગાને ત્યાં સાંજથી અત્યાર સુધીમાં બે વાર તો જઈ આવ્યો. મંગળાની ફીકર કરતો એ ઉપર બેઠો તો છે.

**વેણીગવરી :** ઓહોહોહો! તે ભાઈનું બહુ લાગી જાય છે ને કાંઈ! તે અમે એમાં બોલી પણ શું નાખ્યું જે!

**ડાહીકાકી :** અને બબ્બે વાર જઈ આવ્યા તે શી ખબર કાઢી લાવ્યા તે કોઈને કહેવું જોઈએ ને!

**ચીમુ :** કેમ જાણ્યું કે નથી કહ્યું?

**વેણીગવરી :** હું અં, ડાહીકાકી, ભાઈએ કહ્યું હશે પણ—એ તે આપણને કહે? વહુરાણીને જ કહે ને!

**ચીમુ** : હા હા હા! વહુરાણીને કહ્યું હોય તો હું નથી જાણતી; પણ એણે તો મને બંને વાર કહેલું.

**ડાહીકાકી** : તે તને કહી નાખતાં થયેલું શું?

**ચીમુ** : ડાહીકાકી! આટલી ઉમરે હવે તો જરા આવી ઉપાધિઓ છોડો. કહેવા જેવું હોત તો કહેત. દુર્ગી ઘરમાં હતી નહિ. એની છોકરીને કહી આવેલો.

**વેણીગવરી** : **ચીમુ**! **ચીમુ**! ઘરડાંની સામાં આમ તડ તડ બોલતાં શરમાતી નથી? અને જઈ આવ્યો તે બહેનને માટે જઈ આવ્યો એમાં એણે સપાડું કોને કર્યું?

**ડાહીકાકી** : (આંખમાં આંસુ લાવીને) બોલવા દે, વેણી, બોલવા દે. નસીબમાં સુખ લખાવી લાવી નથી તે આ ઘરડે ઘડપણ પણ જેનાં તેનાં સાંભળવાં પડે છે. પણ હવે તો હું રીઢી થઈ ગઈ છું.

**ચીમુ** : દુર્ગી તો હજી આવી નહિ! કાકાજી ને કહું કે એક આંટો મારી આવે?

**વેણીગવરી** : તારા કાકાજીને? એ જાય તે આવે ક્યારે? ભલે ને ઘેર બધાં મરી જતાં હોય પણ એમને તો રસ્તામાં કોઈ વાત કરનાર મળી જાય તો પછી ખલાસ. ઘર સાંભરે જ નહિ ને!

**ડાહીકાકી** : અત્યારે બોલવું એ ઠીક નહિ પણ મંગળાનાં સાસરીયાં પણ, બા, જબરાં તો ખરાં. પીયર ન મોકલી, ન મોકલી તે ઠેક છોકરૂં જણવાનો વખત થયો ત્યાં સુધી ન જ મોકલી.

**ચીમુ** : (કાને હાથ દઈ ને) મંગળા કહે છે કે મહિના ગણવામાં ભૂલ થઈ તેમાં સાસરીયાં પણ શું કરે?

**વેણીગવરી** : લ્યો, ડાહીકાકી, જોયું? આ બહેનને સાસરીયાંનું લાગી આવ્યું! તમે ના બોલો, ડાહીકાકી, ના બોલો. આ જમાનામાં આપણે મુઆં તો અક્કલ વગરનાં, લાગણી-વિવેક વગરનાં ઢોર, સમજ્યાં! બધું ડહાપણ જુવાનીઆંમાં જ ભરાઈ ગયું છે.

**ડાહીકાકી** : ઘણીયે વાર થાય છે કે મારે હવે ન બોલવું. મારે હવે બહોત ગઈ ને થોડી રહી પણ જ્યારે બહુ થાય છે ત્યારે રહેવાતું નથી. એમ મહિના ગણવામાં સાઠ સાઠ વરસનાં ગધેડાં ભૂલ શાની કરે ભૂલ! પણ સાસરિયાંને મન એમ કે મફતની ચાકરડી જેટલો વખત વધારે રહી તેટલો વખત વધારે સારૂં.

**વેણીગવરી** : એ તો ન છૂટકે, આટલી મોડી પણ મોકલી તેટલું કહોને.

**ડાહીકાકી** : મોકલે નહિ તો જાય કયાં? ન મોકલે તો સુવાવડનો ખરચ કરવો પડે ને! (એકદમ મીઠાશભર્યો અવાજ કરીને) પણ વેણી, મંગળી અસલથી નાજુક બહુ. બે ચાર વરસ મોડી પરણાવી હોત તો બાંધો બંધાત.

**વેણીગવરી** : તે તમે તો જાણો છો જ ને; આપણે કયાં ઉતાવળ હતી? પણ આ તો આપણા જમાઈરાજ છનમુખભાઈને જ ઉતાવળ આવી ત્યાં કરવું શું?

**ડાહીકાકી** : જમાઈ તે જમ એમ કહ્યું છે તે કાંઈ ખોટું છે!

**વેણીગવરી** : અને કહેવડાવે પાછા પોતાની જાતને સુધારાવાળા!

**ડાહીકાકી** : બિચારી મીણની પૂતળી જેવીના હાલહવાલ કરી નાખ્યા.

**ચીમુ** : (અંદર જોઈને) **મણીભાભી**! એ **મણીભાભી**! (ડાહીકાકીના ચાળા પાડીને) જમાઈ એટલા જમ ત્યારે મારા છગનભાઈ પણ જમ જ કેની? હા હા હા! ના રે ના, પોતાના દીકરા તે કાંઈ જમ હોય! એ તો પારકા દીકરા જ જમ અને પારકી દીકરી જ ડાકણ.

[ સેવકલાલ આવે છે.

**સેવકલાલ** : હેં હેં હેં! **ચી**મુ, ઠીઈઈકિ ઉડાવી હોં, દિકરી, હેં હેં હેં!

**વેણીગવરી** : શું જોઈને હેં હેં હેં કરો છો? એમ ને એમ વહુ છોકરીઓને ચઢાવી મૂકો છો.

**ડાહીકાકી** : અત્યારે તો હસવાનું લાગે છે, વેણી, પણ ઘડપણમાં આ ભારે પડશે હોં.

**વેણીગવરી** : હું ક્યાં નથી જાણતી? – પણ હું તે શું કરૂં?

**સેવકલાલ** : અરે એ તો જરા મશ્કરી, સમજ્યાં ને! પણ – પણ ડાહીકાકી, શું લાગે છે?

**ડાહીકાકી** : લાગવાનું હવે શું હોય? દુર્ગીએ હવે આવી જવું જોઈએ.

**વેણીગવરી** : તમે જાઓ અને એને ઘેર નહિ હોય તો જ્યાં ગઈ હોય ત્યાંથી પકડી લાવો. (સેવકલાલ ઊઠવા જાય છે) પણ જો જો હોં, પાછા પાંચ કલાક રસ્તામાં ઊભા ન રહેતા, વાતો કરવા!

**સેવકલાલ** : હેં હેં હેં! તમે લોકોએ મારી સાખ બગાડી નાખી છે. હા, નવરા હોઈએ ત્યારે બે પાંચ મિનીટ ગામ

ગપાટા મારીએ, પણ આવું હોય ત્યારે કાંઈ એમ થાય? કેમ, ડાહીકાકી, બોલ્યાં નહિ?

**ડાહીકાકી :** હાસ્તો, સેવકભાઈ, એ તો કહેવાનું; બાકી આટલી ઉંમરે તમે એટલુંય નહિ જાણો!

**સેવકલાલ :** હં અં, એસ્તો. તમે કહેતાં હો તો આ ચાલ્યો; બાકી તમે નાહકની ઉતાવળ કરો છો.

**વેણીગવરી :** કેમ?

**સેવકલાલ :** કેમ શું વળી? મંગળીને છોકરું આવતાં હજી કમમાં કમ આઠ દિવસ, સમજ્યાં, આઠ દિવસ!

**વેણીગવરી :** તે વળી તમે દાક્તર ક્યાંથી અને ક્યારથી થયા?

**સેવકલાલ :** એમાં દાક્તર બચારો શું જાણે? અરે! આ તો જોશીનાં કામ. મેં કાંઈ નહિ તો સાત જોશીને અને પ્રશ્ન જોનારાને પૂછી જોયું છે. પેલો અંબારામ જોશી – રમણભાઈ બારીસ્ટરના ઘરની પાસે રહે છે તે – ઓળખ્યો કની? ગઈ કાલે જ હું એને ત્યાં ત્રણ કલાક બેઠો હોઈશ. એણે છાતી ઠોકીને કહ્યું છે કે બહેનને હજી છોકરું આવતાં આઠ દિવસ ઓછામાં ઓછા! અને ગયે અઠવાડીયે નવસારી ગયેલો ત્યાં પેલા નરભા ભૂવાને પણ મળી આવેલો. તેણે પણ એ જ વાત કહેલી.

**વેણીગવરી :** ઓ હો હો! તમારા જોશીઓ અને ભૂવાઓ તો ભગવાનથી પણ ચઢે એવા છે તો! ત્યારે તો એમણે એમ પણ કહ્યું જ હશે ને કે શું આવવાનું છે?

**સેવકલાલ :** હા હા હા! અરે! જે લોકો ભલભલા સવાલોના

જવાબ ધાણી ફૂટે તેમ આપે તે લોકોને આટલું અણજાણ્યું હોય ! લક્ષ્મી અવતરવાનાં છે લક્ષ્મી !

[ નરહરરામ આવે છે.

સેવકલાલ : ઓ હો હો ! આઈયે રાજા, આઈયે, કાંઇ અત્યારે !

**વેણીગવરી** : આવો આવો **નરહરરામભાઈ**.

**ડાહીકાકી** : આવો વહેવાઈ ! કેમ પ્રેમકોર કાંઈ હમણાંની જણાતી જ નથી ? **ચીમુ**, પાનની તાસક આમ લાવ તો.

**નરહરરામ** : ( પાનની તાસક પોતાની તરફ ખેંચતાં ) આ બાજુથી જતો હતો એટલે મને થયું કે લાવ, **મંગળા**ની ખબર કાઢતો આવું. કેમ છે ? હમણાં ત્રણ ચાર દિવસથી જોઈ નહોતી એટલે જરા ચિંતા થતી' તી.

**વેણીગવરી** : ચિંતા તો થાય જ ને ! તમે ક્યાં એનામાં અને ઘરની દીકરીઓમાં વહેરો વંચો રાખ્યો તો ! કેમ, ડાહીકાકી ?

**ડાહીકાકી** : એમાં તું મને શું પૂછતી હોઈશ ? એ **મંગળા**ના વિવાહ થવાના હતા તે વેળા જ મેં તો કહેલું કેની કે બીજું ગમે તે હો પણ **મંગળા**ને સાસરામાં દુઃખ નથી પડવાનું.

**સેવકલાલ** : **મંગળી**ના વિવાહ વખતે મેં સત્તર જોશીઓ ભેગા કરેલા પછી એમાં વાંધો આવે જ કેમ ?

**નરહરરામ** : અમારા છનમુખરામનાં લગન તમારી **મંગળા** જોડે થયાં તે વેળા મને રજાની પણ થોડી પંચાતી પડેલી ! હું તે વેળા **ભરૂચ**માં ટી. સી. માં અને અમારો ડી. ટી. એસ.

તે પેલો હૉપકીન્સનસાહેબ. એને તો તમે પણ ઓળખતા હોવા જોઈએ, સેવકલાલજી !

સેવકલાલ : અરે, હું નહિ ઓળખું ? પેલો બચુ બાંગડ જ્યારે મ્યુનિસિપાલિટીમાં દરવાજા ઉપર હતો ત્યારે એ હૉપકીન્સન સાહેબનો કાકો-સસરો પોલીસમાં ડી. એસ. પી. માં.

નરહરરામ : નારે ના, રાજા, ભૂલો છો, તમે કહો છો તે તો જુદો. આ હૉપકીન્સનસાહેબનો પીતરાઈ ભાઈ તમારા બ્રુઈનસાહેબના હાથ નીચે આસીસ્ટંટ ડી. એસ. પી. માં હતો.

સેવકલાલ : હા હા, હવે યાદ આવ્યું. એ બ્રુઈનસાહેબના આપણા ઉપર ચારે હાથ હો ! નરહરરામજી !

નરહરરામ : તે હું ક્યાં નથી જાણતો ! એ તો બ્રુઈન ગયો અને પાછળથી ડેવીડસન આવ્યો એમાં તમારા પગારમાં ઘટાડો થયેલો. તે વેળા હું આણંદમાં.

વેણીગવરી : અરે તે વેળા અમારા જગજીવનદાસ ડેપ્યુટી હોય નહિ અને એ બચે નહિ.

ડાહીકાકી : તે વખતે તો ઘેર બેસવાનો જ વખત આવેલો.

વેણીગવરી : ઘેર બેસવાનો શું—ઝાંઝરિયાં પહેરવાનો !

સેવકલાલ : ના ના, એટલું બધું તો થાત નહિ.

વેણીગવરી : એ તો ખબર પડત ! પણ મારાં પીયરીયાંનું કરેલું તમે કબૂલો તો ઉપકાર ચઢેને !

નરહરરામ : જગજીવનદાસજીના ઉપકાર તે કાંઈ એમ ભૂલ્યા ભૂલાય છે !

**સેવકલાલ** : પણ જોશીઓએ તો મને કહેલું જ કે તારો વાંકો વાળ થવાનો નથી.

**નરહરરામ** : બનવાકાળ તે તો બનવાનું જ. અમારા મોટા જી. ટી. એમ. હોપસાહેબને ઘેર બેસી જવું પડેલું કેની! હું તે વેળા ઉદવાડામાં ડેપ્યુટીમાં; અમારાં તપેલાં બી ચઢી જવાનાં હતાં. પણ ખાન બહાદૂર પેસ્તનજી શેઠને તમે ઓળખો કની?

**સેવકલાલ** : અરે હારે, રાજા! એમને કોણ નહિ ઓળખે? હેં હેં હેં!

**નરહરરામ** : આ એમણે, રાજા, ખુદ એજન્ટ ઉપર નોટ આપેલી અને આપણે બચી ગયેલા.

**સેવકલાલ** : હારે, રાજા! જોશીઓના જોશ ખોટા પડે જ નહિ.

**વેણીગવરી** : એ સાચા પડે કે ખોટા પડે; પણ હવે તમે દુર્ગીને તેડવા જાઓ તો સારૂં.

**નરહરરામ** : સવારથી કહેવડાવ્યું છે તો ખરૂંને?

**ડાહીકાકી** : તે મંગળાનાં સાસરીયાંએ જ અક્કલનો ઇજારો રાખ્યો છે? આ સવારથી અમારો છગનભાઈ જંપીને બેઠો નથી. કાંઈ નહિ તો એણે સાત ફેરા ખાધા હશે.

**વેણીગવરી** : અરે, આ અમારી મણીવહુ—હજી તો ગબરૂ છોકરૂં કહેવાય. પણ છેલ્લાં ત્રણ દિવસથી ચોવીસે કલાક મંગળાની પાસે ખડી ને ખડી!

**નરહરરામ** : એમાં તમારી કચાશ હોય જ નહિ. આ તો જાણે કે વાતની વાત, સમજ્યાંને ડાહીકાકી? અમારે પારડી

આગળ અકસ્માત થયેલો તે વખત લગભગ આવું જ બનેલું, એટલે મેં કહ્યું.

**વેણીગવરી** : એમાં શું! તમારી કહેવાની ફરજ અને અમારી સાંભળવાની ફરજ.

**સેવકલાલ** : ચાઆઆલો ત્યારે, હું દુર્ગીને પકડી લાવું.

**નરહરરામ** : હવે તમે શા માટે ફેરા ખાઓ છો? હું એ તરફથી જ ઘેર જાઉં છું ને. જરૂર મોકલતો જઈશ.

**સેવકલાલ** : જો જો હોં ....

**નરહરરામ** : એમાં ફેર પડે નહિ ને! પચ્ચીસ પચ્ચીસ વરસ રેલવેમાં અમથાં નથી ગુમાવ્યાં. પણ લ્યો, આ દુર્ગીજ આવી!

[ દુર્ગી આવે છે.

**વેણીગવરી** : અરે, વાહરે, દુર્ગી! ઘરડી થઈ પણ તારો સ્વભાવ સુધર્યો નહિ.

**ડાહીકાકી** : માણસ મરી જાય ત્યાં સુધી તું આવે નહિ!

**વેણીગવરી** : તે કાંઈ અમે મફત તો બોલાવતાં નથી ને?

**દુર્ગી** : પણ એમાં આટલા ઘાંટા શા પાડો છો? મારેય બધાં ઘરાક સાચવવાં કેની? પેલી અંબા શેઠાણીને ત્યાં સાંજના પાંચની ગયેલી તે ઠેઠ હમણાં છૂટકો થયો.

**ડાહીકાકી** : હા, બહેન, હા, એ તો એમજ ચાઈલા કરે. પણ અંબા શેઠાણીની છોકરીને શું આવ્યું?

**દુર્ગી** : છોકરો. આ અઠવાડીયાંમાં પાંચને ત્યાં ગઈ અને પાંચેને ત્યાં છોકરા જ આવ્યા.

[ દુર્ગી અંદર જાય છે.

**સેવકલાલ** : ત્યારે હવે અહિં જો જો કે છોકરી જ આવશે.

**વેણીગવરી** : હવે તમારે બોલવું બંધ કરવું છે? ક્યારના 'છોકરી આવશે – છોકરી આવશે' કર્યા કરો છો તે!

**સેવકલાલ** : પણ – પણ એ તો જોશીઓ એમ કહે છે; હું ક્યાં કહું છું તે!

**વેણીગવરી** : અરે, જોયા તમારા જોશીઓ અને જતીઓ! છોકરો જ આવવાનો.

**ડાહીકાકી** : છોકરી આવે દુશ્મનને. તમારા જોશીઓ કે' દાડે સાચા પડ્યા છે?

**નરહરરામ** : અમદાવાદના એસ. એમ. ને ભલભલા જોશીઓએ કહેલું કે તમારે ત્યાં છોકરો આવશે અને આવી છોકરી.

**સેવકલાલ** : એ અમદાવાદના જોશીઓ – અહિંના નહિ, સમજ્યા, રાજા!

[ અંદર ઘોંઘાટ થાય છે. વેણીગવરી અને ડાહીકાકી સફાળાં અંદર દોડે છે. થોડી વારમાં ડાહીકાકી પ્રફુલ્લ વદને બહાર આવે છે અને બોલે છે : 'મંગળાને છોકરો આવ્યો.' પાછળ વેણીગવરી આવે છે.

**નરહરરામ** : મંગળાને છોકરો આવ્યો! ડાહીકાકી, ફત્તેહ, કરો મોઢીના!

**વેણીગવરી** : અમે તો અમારે ઘટતું કરશું; પણ તમારાથી ય છૂટી પડાવાનું નથી. દલસુખરામ વહેવાઈને અને શોભા વહેવણને એટલું કહી દેજો.

**સેવકલાલ** : જોયું, નરહરરામજી? સૂરતના જોશીઓનો ઝપાટો? એ ઓ જૂઠા પડે જ નહિ.

**વેણીગવરી** : હેં! તમે બકો છો કે શું? છેલ્લા પાંચ મહીનાથી તો ફૂલ્યા કરતા હતા કે છોકરી આવશે!

**સેવકલાલ** : એમાં તમે નહિ સમજો. એ જોશીઓને તો જે જાણે તે જ જાણે. એમણે મને છોકરીનું કહેલું તે પણ મારી કસોટી કરવા. પણ હું એમનાથી એમ છેતરાઉં એવો છું! મેં તો જાણેલું જ કે મંગળાને છોકરો આવશે એમ જોશીઓની ખાતરી છે; અને બન્યું પણ તેમ જ કેની, રાજા?

**વેણીગવરી** : હવે તમે તમારા જોશીઓને અને જતીઓને લઈને ઉપર જાઓ. અહિં બેઠા બેઠા ટક ટક કર્યાં કરશો ત્યાં લગી અમને કામની સૂઝ નથી પડવાની.

(પડદો પડે છે.)

## દશ્ય બીજું

## પતંગના પૂરમાં

વિપિન નવ-દસ વર્ષનો થયો છે.
સંક્રાંત પાસે આવતી જાય છે.
પતંગના પૂરમાં સૂરતનાં આબાલ-
વૃદ્ધ નરનારીઓ ડૂબી ગયાં છે.

: સ્થળ :

ગોપીપરાના કાયસ્થ મોહોલ્લામાં વિપિનનું ઘર

: સમય :

સાંજના પાંચ

## દૃશ્ય : બીજું

## પતંગના પૂરમાં

[મંગળા વિપિનના પહેરણને બટન ટાંકતી એક ખુણામાં બેઠી છે. ત્યાં વિપિન લંગરિયું ઊછાળતો આવે છે.

વિપિન : બા, બા, એક ચાર આના આપને.

મંગળા : કેમ ? ચાર આનાને શું કરવા છે ?

વિપિન : તને તે બા, શું કહું ? પરમ દા'ડે તો સંક્રાંત આવી, એટલે પતંગ ઉરાડવાને.

મંગળા : દીકરા, તને મેં કેટલી વાર ના કહી કે આ વખતે પતંગ નહિ ઉરાડાય. નહિ તો બે–ચાર આનાની મેં તને કોઈ દિવસ ના કહી છે !

વિપિન : મેં જેટલી વાર પૈસા માગ્યા એટલી વાર તેં ના પાડી. પણ પતંગ કેમ નહિ ઉરાડાય ? બધા ઉરાડે છે કે નહિ ?

મંગળા : તું પણ દીકરા, આવતે વરસે ઉરાડજે.

વિપિન : આવતે વરસે ? પણ બા, આ વખતે કેમ નહિ ?

મંગળા : વિપિન, નવ-દસ વરસનો થઈને તું એટલું પણ સમજતો નથી ! દાદી મરી ગયાં છે એટલે પતંગ નહિ ઉરાડાય. છતાં તું રોજ પૈસા માગ માગ કર્યા કહે છે અને મારે ના કહેવી પડે છે.

વિપિન : દાદી મરી ગયાં તેમાં પતંગ નહિ ઉરાડાય ? તું શી વાત કરે છે ? તેમના દશા અને તેરમાને દા'ડે તો કેવાં સરસ જમણ કરેલાં અને હવે પતંગમાં શું થાય ?

મંગળા : જે થવાનું હોય તે થાય; પણ પતંગ નહિ ઉરાડાય, સમજ્યો ?

વિપિન : પણ એમ તે ચાલે ? સંક્રાંતને દા'ડે આખું ગામ પતંગ ચગાવે અને હું બેસીને જોયા કરું ? બા, એમ શું કરે છે ? ચાર જ આના આપ, પછી નહિ માગું.

મંગળા : હું તે તને કેમ સમજાવું, દીકરા ! ચાર આના માટે નથી પણ ફોઈ, કાકી બધાંએ મને ધમકાવીને કહ્યું છે કે આ વરસે વિપિનને કહી દેજે કે પતંગ ઉરાડવાના નથી. એમના છોકરાઓ પણ ઉરાડવાના નથી.

વિપિન : બા, હું બાપાજીને પૂછું ? એ મને ના નહિ પાડે.

મંગળા : અરે ના ના, દીકરા, ન જતો, મરી જ જશે. તું વારે ઘડીએ પૂછ્યા કરતો હતો એટલે મેં કાલે જ એમને વાત કરી જોઈ. પણ એ તો એકદમ ગરમ થઈ ગયા અને

એમણે તો કહ્યું કે 'ખબરદાર જો એક પાઈ પણ એ બાબત વિપિનને આપી છે તો!' એટલે હું શું કરું, દીકરા?

વિપિન : (માનો છેડો પકડીને) બા, ગમે તે હોય પણ એક ચાર આના આપ. પછી સંક્રાંત પૂરી થાય ત્યાં સુધી એક પાઈ નહિ માગું.

મંગળા : (હતાશ થએલી, ઉશ્કેરાઈને) દીકરા, માનો જીવ લઈ લે કે પત્યું. આમથી તારાં ફોઈ અને કાકી સતાવે, પેલી ગમથી એ મારા ઉપર ગરમ થયા કરે અને હવે બાકી રહેલો તું – તું મને હેરાન કરે.

[મંગળા રડી પડે છે. એટલામાં એના સસરા દલસુખરામજી આવે છે.

દલસુખરામ : અરે, મંગળા! રડે છે કેમ?

મંગળા : આ – આ વિપિન રોજ ઉઠીને પતંગ અને દોરને માટે પૈસા માગ્યા કરે છે.

દલસુખરામ : અરે તારું ભલું થાય! ભોળા ભગવાન! પરમ દિવસે સંક્રાંત અને હું જ ભૂલી ગયો. પણ તે તું એને રોજ બે ચાર પૈસા આપતી હશે! એક વખત થોડા પતંગ અને દોર અપાવી દઈએ એટલે ખખા મટી. ચડાવી ચડાવીને એ કેટલા ચડાવવાનો હતો?

મંગળા : પણ – પણ મોટીબાઈ અને ભાભીજી કહે છે કે દાદી મરી ગયાં એટલે આ વરસે પતંગ નહિ ચડાવાય.

દલસુખરામ : ઓત્તારીની! દાદી મરી ગયાં એથી આ વિપિનથી પતંગ નહિ ચડાવાય? (આશ્ચર્યચકિત થઈને, ખુરસી પર બેસીને તપખીરનો સડાકો લે છે) આ દાદી મરી ગયાં એથી પતંગ

નહિ ચડાવાય? ખરી કીધી! તમારા જેવાં માયકાંગલાંના નસીબમાં જ ગુલામગીરી તે બીજાં શું કરે? તારો નરમ સ્વભાવ જાણતો'તો તેથી તો મેં બધાંને જુદાં રખાવી હું તારી જોડે રહ્યો. નહિ તો કોણ જાણે તું કેટલી પીલાયા કરત! પણ હવે શું છે? એ મોટીબાઈ અને ભાભીજી એમના ઘરનાં મોટાં; તારા ઘરની તો તું મોટી કેની?

**મંગળા :** પણ–પણ એમણે ના પાડી છે.

**દલસુખરામ :** કોણે–કોણે ના પાડી છે? તારા વર છનમુખે?

**મંગળા :** હા, દાદાજી.

**દલસુખરામ :** એમ? ઓહો! માની લાત ખાતો ખાતો એવડ વળી ગયો અને હવે મા પાંસઠ વરસે મરી ગઈ ત્યારે પતંગ ન ચગાવાય એટલો શોક લાગી ગયો! એ તો ઠીક છે કે હું હજી બેઠો છું–નહિ તો એ ભાઈ તો કાંઈ નવું જૂનું કરવાના હોય એમ લાગે છે. ત્યારે તો છ મહીને–વરસ દા'ડે હું મરીશ એટલે પાછો ઘરમાં શોક પાળવાનો, એમ જ ને?

**મંગળા :** પણ દાદાજી, એમાં હું શું કરું?

**દલસુખરામ :** તે તને, દીકરી, કોણ કહે છે! પણ આ તો ભાઈને મગમાંથી પગ નીકળ્યા તેનું કહું છું. પેલી મહાલખમીનો ઇતિહાસ જુઓ. એણે હોંસે હોંસે શોકને ઘરમાં ઘાલી મૂક્યો તે પછી ઘરમાંથી નીકળ્યો જ નહિ, અને 'શોક શોક' કરતાં આખું ઘર પાયમાલ થઈ ગયું!

**મંગળા :** હા, દાદાજી.

**દલસુખરામ** : ત્યારે વળી? શોક, શોક તે કોનો અને ક્યાં સુધી? પાંસઠ વરસે માણસ મરે નહિ ત્યારે શું જુવાન જોધ ફાટી પડે! અને જુવાન જાય તોયે રમતોમાં વળી શોક કેવા? અમારે રમતો હતી, ગમતો હતી, આનંદ હતા તો આજે સીત્તેર વરસે ટટાર ઊભા રહીએ છીએ. રમત ગમત અને આનંદ છોડાવીને બધાને બાયલા બનાવી દેવા છે બાયલા! અલ્યા વિપિન! પતંગ ચગાવતાં આવડે છે કે?

**વિપિન** : ના, દાદા, બરાબર નહિ.

**દલસુખરામ** : તો શીખશો ક્યારે? હું તારા જેવડો હતો ત્યારે તો મોહોલ્લામાં એકકો ગણાતો અને આજે તો પતંગની બાબતમાં મારા નામના સીક્કા પડે છે, સમજ્યો? લે, ચાર આનામાં શું ધૂળ આવવાનું હતું! આ આઠ આના લઈને લઈ આવ તારે જે જોઈતું હોય તે.

**મંગળા** : પણ – દાદાજી —

**દલસુખરામ** : અરે પણ ને બણ – કોઈ અવાજ સરખો કરે તો મારૂં નામ દેજે અને મને કહી દેજે. શોકનાં પાળનારાં ન જોયાં હોય તે!

**વિપિન** : દાદાજી, પરતી લાવું કે પીંડું ચાલશે?

**દલસુખરામ** : દાદાનું નામ રાખે એવો લાગતો નથી! વળી પરતી વગર તે ચાલતું હશે? (વિપિન જાય છે) મંગળા, તારા પીયરની પાસે પેલી ચાર માળની હવેલી છે ને, એ જમીયત જક્કડની હવેલી. હાલ તો એની છોકરીનાં છોકરાં ત્યાં રહેતાં હશે. એ જમીયત પણ જબરો ચગાવનારો, હોં કે? સંક્રાંતને દિવસે એના અને મારા સરતીના પેચ લાગે તે જોવા

આખું સૂરત થંભી જતું–એક એક પેચમાં રતલ રતલ માંજાનો ભૂકો થઈ જતો. હવેના લોકો શું ધૂળ પતંગ ચગાવવાના!

**મંગળા** : દાદાજી, આ વખતે તમે પણ પતંગ ચગાવોને.

**દલસુખરામ** : એ ઠીક કહ્યું, દીકરી, મારે ય હવે કેટલાં કાઢવાં છે? આ વખતે ચગાવી લઈએ. પણ મંગળા, તને આવડે છે કે ભૂલી ગઈ?

**મંગળા** : એ કાંઈ થોડું ભૂલી જવાય છે? પણ જાણતાં હોઈએ તો યે હવે શા ખપનું?

**દલસુખરામ** : છટ્! આ વખતે તારી પાસે પણ પેચ લડાવું–જોઉં તો ખરો કે ના કહેવાની તાકાત કોનામાં છે? અત્યારે જ જાઉં છું બજારમાં; પંદર–વીસ રૂપિયાનો મસાલો લઈ આવું. આવતી કાલના દા'ડામાં કન્ના–બન્ના બાંધીને કનકવા તૈયાર કરી રાખીએ. નવનીત, છેલશંકર અને ઝનુભાઈને પણ કહેતો આવું કે સંક્રાંતને દા'ડે વેળાસર અહિં આવી પહોંચે.

**મંગળા** : દાદાજી, આટલી બધી તૈયારી કરો છો પણ તમારી સામે ટક્કર કોણ ઝીલશે?

**દલસુખરામ** : દીકરી, તું બધાંનો વિચાર કરી રાખે છે તો! પેલા **માંકા મદારીને** ત્યાં પણ જતો આવું અને છેડતી કરતો આવું કે છેલ્લાં ચાર પાંચ વરસ થયાં કુતરાંને મારીને સંતોષ માને છે તે આ વખતે સિંહનો ઝપાટો જોવો હોય તો આવી જજે સામો!

**મંગળા** : દાદાજી, એ બિચારો **માંકો** તમારી સામે શું કરવાનો? તમે તો ઘરડા ઘરડા તો ય ગરાશિયા.

દલસુખરામ : (મુછ ઉપર તાલ દઈ ને) બરાબર કહ્યું દીકરી! ખોરૂં ઘી દીવેલમાંથી જવાનું નથી.

[ જવા માંડે છે પણ કાંઇક યાદ આવતાં પાછા ફરે છે.

અરે મંગળા!

મંગળા : જી.

દલસુખરામ : તું એમ 'જી' કરીને ઊભી રહે તેમાં વળ્યું શું? સંક્રાંત ને દા'ડે કેટલે વાગ્યે ઊઠશું?

મંગળા : સાડા પાંચે ઊઠીએ.

દલસુખરામ : હાહાહા! દીકરી, આપણે પતંગ ચગાવી રહ્યાં! મોડામાં મોડું સાડા ચારે તો ઊઠવું જ જોઈએ.

મંગળા : હાજી, તો સાડા ચારે ઊઠશું. ચાહને માટે વાસી દુધ રાખશું.

દલસુખરામ : અને–હા, લાહીનું શું? લાહી વિના સંક્રાંતમાં એક ડગલું ભરાવાનું નથી.

મંગળા : હું કાલે બનાવી રાખીશ.

દલસુખરામ : ચાઆ આ લો, એ જાણે પત્યું. હવે તો કશું રહ્યું લાગતું નથી. મંગળા, તને પણ યાદ આવે તો કહેજે.

[ પાછા જવા માંડે છે અને પાછા ફરે છે.

અરે હા આ! ઘડપણ આવ્યું, દીકરી, નહિ તો આમ ભૂલી ન જાઉં. જો, પેલા ભાણીયાને કહી દેજે કે કાલે સાંજ સુધીમાં ભાંગેલાં નળીયાં અને ઇંટોડાંનો ટોપલો છાજલી ઉપર ચઢાવી દે; સમજી ગઈ!

**મંગળા :** દાદાજી, એને શું કરવો છે?

**દલસુખરામ :** અરે તારી ભલી થાય! આ ભપકો બતાવવા દીકરાજીએ છાપરા ઉપર વિલાયતી નળીયાં મૂકાવ્યાં છે ને; તે મારામારી કરવી પડે તો એ નળીયાં ઊખેડીને કેમ ફેંકી શકાય?

**મંગળા :** તે દાદાજી, તમે નળીયાંની મારામારી કરશો?

**દલસુખરામ :** ત્યારે શું કોઈ પતંગ ઉપર ઝોલ બોલ મારે તો આપણે હાથ જોડીને ઊભા રહેવું? નળીયાં, ઇંટોડાં વગર એ લોકો સીધા થાય નહિ તો! અને જો, **રામલાને** કહેજે કે બે વાંસડા ઝાંખરાં બાંધીને તૈયાર કરી રાખે.

**મંગળા :** કાલ સાંજ સુધીમાં બધું તૈયાર કરાવી રાખીશ, દાદાજી.

**દલસુખરામ :** જીવતી રહે દીકરી; અને જો, એ દા'ડે સવારે પાંચથી લગભગ અગીઆર અને બપોરે ત્રણ સાડા ત્રણથી અંધારૂં થાય ત્યાં સુધી તારે અમારી સાથે છાજલીમાં રહેવાનું છે; એટલે રાંધવા–જમવાની બધી ગોઠવણ એ પ્રમાણે જ રાખજે.

(દાદા જાય છે.)

પડદો પડે છે.

## દૃશ્ય : ત્રીજું

## પાસ કે નપાસ ?

વિપિન સોળ વરસનો થયો છે. મેટ્રિકની પરીક્ષાના પરિણામનો દિવસ છે અત્યારે કોઈ યુવક સોલિસિટરની પરીક્ષામાં પણ પાસ કે નપાસ થાય એ બહુ નજીવો પ્રસંગ ગણાય છે. તે સમયે મેટ્રિકની પરીક્ષાના પરિણામ ઉપર જન્મ અને મૃત્યુનો આધાર રહેલો છે એવી માન્યતા પ્રચલિત હતી. માત્ર કુટુંબી જનો જ નહિ પણ આખો મોહોલ્લો એ બાબતમાં રસ લેતો.

: સ્થળ :

વિપિનનું ઘર

: સમય :

બપોરના બે

## દૃશ્ય : ત્રીજું

## પાસ કે નપાસ ?

[જાજમ, થોડા તકીયા, બેત્રણ ખુરશી, બાજુમાં એક ટેબલ. વિપિન એક ખુરશી પર બેઠો છે. મંગળા જાજમ પર પણ તકીયાને અઢેલ્યા વિના બેઠી છે. તેની પાસે નિર્મળા છે. છનમુખરામ ઘડિકમાં ખુરશી પર બેસે છે અને ઘડિકમાં ઉદ્વેગથી આંટા મારે છે. મા, બાપ, પુત્ર અને પુત્ર ચારે બહુ વ્યગ્ર છે.

**છનમુખરામ :** **મંગળા** ! તારા પીયરથી હજી કોઈ ફરકયું નથી. અને **વિપિન** ! **નરહરરામ** પણ આવ્યા નથી.

**મંગળા :** આવતાં હશે. હજી વાર છે ને.

**છનમુખરામ :** વાર ? શેની વાર ? બે વાગી ગયા. હા, અને **વિપિન** ! **હસમુખલાલ** બારોબાર તાર ઓફીસે જવાના હતા કે અહીં થઈને ? તમે લોકો ખખડાવીને જવાબ કેમ આપતાં નથી, વારૂ ? હું શું તમને ખાઈ જવાનો છું ?

**વિપિન :** (ગભરાતો) નક્કી કહ્યું નહોતું.

**છનમુખરામ :** આ જમાનામાં ચોક્કસપણે વર્તવાની ટેવ જ કોને છે?

[ હસમુખલાલની સાઈકલની ઘંટડી સંભળાય છે અને પછી તરત પોતે આવે છે.

**હસમુખલાલ :** મહેરબાન સાહેબ!

**છનમુખરામ :** કેમ, કાંઈ સમાચાર? અકળાયેલા કેમ લાગો છો?

**હસમુખલાલ :** ના રે સાહેબ, અકળાઉં શા માટે! અને અત્યારમાં સમાચાર ક્યાંથી? હવે હું જાઉં છું. કેમ વિપિન! આવે છે? ચાલની, પાછા આવતાં પેંડા પણ લેતા આવશું!

**વિપિન :** (ધીમેથી) ના, મારે નથી આવવું.

**છનમુખરામ :** ના, એને નથી લઈ જવો. પરિણામ શું આવે એનું કશું કહેવાય નહિ. પણ તમારે જવું હોય તો હવે વહેલા જાઓ; પછી મોડું થશે.

**હસમુખલાલ :** હા જી, આ ચાલ્યોને. ત્રણ ચાર મિનીટમાં તો પહોંચી જઈશ. ચાલો જાઉંછું. વિપિન! ઢીલો શાનો થાય છે! હિંમત રાખ.

[ હસમુખલાલ જાય છે.

**છનમુખરામ :** કેમ વિપિન! પરીક્ષામાં તેં કેવુંક કીધું છે? બોલ તો ખરો.

**વિપિન :** ઠીકઈક કર્યું છે.

છનમુખરામ : તે તો હવે જણાશે.

નિર્મળા : વિપિનભાઈ પાસ થવાના જ.

મંગળા : (બ્હીતાં બ્હીતાં) તારા મોમાં સાકર.

છનમુખરામ : તે તો જોઈશું. વિપિન, કહે તો ખરો—કોઈ વિષયમાં નબળું કર્યું છે ?

વિપિન : બધામાં સરખું કર્યું છે.

છનમુખરામ : બધામાં સરખું કર્યું છે ! સ્ટૂપીડ !

[ નરહરકાકા અને પ્રેમકોરકાકી આવે છે.

નરહરરામ : વિપુભાઈ ! કરો કન્ગ્રેટ્યુલેશન્સ ! મંગળા, પેંડાનો ઓર્ડર આપ્યો કે નહિ ?

પ્રેમકોર : હવે ઓર્ડર આપતાં વાર કેટલી લાગવાની છે જે ! તાર આવ્યો કે પાંચ મિનીટમાં પેંડા.

છનમુખરામ : વાંધો જ તારનો છે ને. (ઘડિયાળ જોઇને) પેંડાનો વાંધો નથી. નરહરરામ, કોઈના તાર આવ્યા ?

નરહરરામ : હજી સાંભળ્યા નથી. આજે તો મોડું થાય જ. લાઈન પણ આજે બીઝી રહેવાની કેની. અમારે રેલ્વેમાં પણ નાતાલમાં આ જ મોહકાણ—પાંચ પાંચ સાત સાત કલાક સુધી મેસેજનાં ઠેકાણાં જ મળે નહિ.

[ સેવકલાલ અને વેણીગવરી આવે છે.

નરહરરામ : આઈયેં, સેવકલાલજી.

પ્રેમકોર : આવો વેણીબહેન, આવો.

**સેવકલાલ** : હેં હેં હેં! આવી પહોંચ્યા વગર ચાલે? વિપુભાઈ, પેંડા લાવો હવે, કરીએ મોઢીના!

**છનમુખરામ** : (કડકાઈથી) હજી રીઝલ્ટ જાણાયું નથી એ જાણો છો ને?

**સેવકલાલ** : (નરમ થઈ જઈને) હેં હેં હેં! એ તો કેદા'ડાનું જાણી મૂકેલું, સાહેબ. નરહરરામજી, પેલા નાની છીપ્પાડમાં રહેતા અંબારામ જોશીને તમે ઓળખો કેની – દીક્ષિત બારીસ્ટરના ઘરની પાસે રહે છે તે? છેલ્લા પંદર દિવસમાં, કમમાં કમ, હું તેની પાસે બાર વેળા ગયો હોઇશ. તેણે છાતી ઠોકીને કહ્યું છે કે ભાણાભાઈ પાસ થવાના ને થવાના.

**નરહરરામ** : એમાં શક જ શો વળી? જોશીઓ શું કહેવાના હતા!

**સેવકલાલ** : અને પેલો કતારગામનો દયાશંકર જોશી! તેનું નામ સાંભળેલું કેની? છનમુખરામજી, આ એમને પણ મળી આવ્યોછું. એક વાર એમની કસોટી કરવા ખુદ ધરમપુરના મહારાજા આવેલા અને તે પણ દાંતમાં આંગળી ઘાલી ગયેલા.

**નરહરરામ** : સેવકલાલજીનું કામ કાચું હોય જ નહિ, જો!

**વેણીગવરી** : કતારગામનો દયાશંકર જોશી? અરે, એને મરી ગયા ને આજે પંદર વરસ થઈ ગયાં. આપણી છોટી બહેનનું સાસરૂં ત્યાં એટલે હું જાણું.

**નરહરરામ** : હેં! શી વાત કરોછો?

**સેવકલાલ** : (છોભીલા પડી જઈ) તે જાણે હું નહોતો જાણતો! એના દા'ડાપાણી વેળા અભેરામ સુખડીયાને મોકલનાર તે હું જ. પણ આ તો વાતની વાત.

**નરહરરામ** : અરે હા રે; **સેવકલાલજી** એવી ભૂલ કરે જ નહિ. પણ આ તો પેલા જેવી વાત થઈ. હું તે વખતે **મી**યાંગામમાં ટી. એસ. એમ. માં અને **હારવે** સાહેબ ડી. ટી. એસ. એક વખત **હારવે** સાહેબ **મી**યાંગામમાં આવ્યા અને સલૂનમાં બેઠાં બેઠાં એમણે મને બોલાવ્યો 'વૉટ ધ હેલ યુ મીન, **નરહરરામ**, બાય મુવિંગ એબાઉટ ઈન સચ એ ડર્ટી ડ્રેસ!' તરત એણે રોકડું પરખાવી દીધું. બહુ હોંશિયાર માણસ જો. પણ હવે એવા ક્યાં થવાના!

**છનમુખરામ** : (ગજવાની ઘડિયાળ જોતાં) બારણે સવાત્રણ થયા, **વિપિન**! કેમ આમ થયું? મોમાં જીભ નથી?

[ છનમુખરામ વ્યગ્ર ચિત્તે બીજા ખંડમાં જાય છે.

**નરહરરામ** : છનમુખરામનો સ્વભાવ પહેલેથી જરા આકળો. **મં**ગળા, તું એમ જરા જરા વારમાં ઢીલી થઈ જાય તે કેમ પાલવે?

**વેણીગવરી** : હાઅરે! વહેલું મોડું થાય પણ ખરૂ.

**સેવકલાલ** : તમે આકળા સ્વભાવની વાત કરો છો? અરે રાજા, ડેપ્યુટી કલેકટર ત્યાર વગર થવાય છે!

**નરહરરામ** : હા, મહેરબાન, એ વાત પણ ખરી; આ ગોધરાની વાત: હું ત્યાં ટી. સી. માં અને પેલો **નાનુભાઈ એમ.** સ્ટેશન માસ્તર; શો એનો મિજાસ! અમે બધા તો થરથર ધ્રૂજીએ. એ તો **હારવે** સાહેબ, **જો**નસન સાહેબ, કોઈને નમતું નહિ આપે, નમતું! અને અંગ્રેજી બોલે તે તો જાણે ધાણી ફૂટે ધાણી!

**નિર્મળા** : ટાઈમ થતો જાય છે, હોં!

**સેવકલાલ** : બેસ રે, ડાહ્યલી! તે **શું** વિપુભાઈનો તાર નહિ **આવે**? તારા કાકાજી તો મોટા ઑફિસર એટલે જોશ–જોશમાં માને નહિ; બાકી અમે તો એમાં ને એમાં અમારા જન્મારા કાઢ્યા જન્મારા! (નરહરરામને) કેમ બોલ્યા નહિ, રાજા?

**નરહરરામ** : અરે, એમાં શક શો વળી? અને આપણી વાત જવા દો ને; અંગ્રેજોમાં પણ ભલભલા જોશીઓમાં માને છે. પેલો **સુરત** ઉપર હતો તે આઈ. એસ. એમ. કોણ તો?

**પ્રેમકોર** : ડિકિન્સન સાહેબ.

**નરહરરામ** : હવે એનું નામ તેં ક્યાં દીધું? હું જ્યારે **ચી**ખલીમાં ત્યારે એ સાહેબ તો પી. ડબલ્યુ. આઈ. માં હતો. એ પણ અચ્છો માણસ, હોં કે, સેવકલાલજી! દર મોસમમાં મારે ત્યાંનાં પાપડીનાં ઉંધીયાં વગર એને ચેન જ ન પડે. અરે હાંરે, રાજા, રૂપીયા ત્રીસ હજાર મારી ખાધા.

[ બહાર અવાજ આવે છે: ‘છગનલાલ **મા**ણેકલાલ,’ ‘છગનલાલ **મા**ણેકલાલ! ‘અલ્યા, રમણ પાસ થયો’ ‘રમણ, અલ્યા ક્યાં ગયો?’ ‘કોંગ્રેચ્યુલેશન્સ!’

નિર્મળા : તાર આવવા માંડ્યા. રમણ પાસ થયો.

મંગળા : **ની**મુ! એ રમણ કોણ?

**વેણીગવરી** : એ રમણ તો પેલી **મં**ગી માટલીનો દીકરો કેની?

**પ્રેમકોર** : અરે ના રે, એ તો પેલી જમના ખોડીનો–ત્રીજીવાર બેઠેલો.

**નરહરરામ** : અને એનો દાદો **માં**કો જાડો તે સુરતમાં જ ટી. સી. માં રહેલો અને આખો જન્મારો એમાં જ કાઢેલો.

**મંગળા** : વિપિન, દીકરા! કહેની–તું–તને કેમ લાગેછ?

**સેવકલાલ** : અરે તું વળી ક્યાં પાછી ડેપ્યુટી કલેક્ટરની જગ્યા લેછ! એ તો પાસ જ. નાણાવટના પેલા પરભુ ભક્તને ઓળખો કેની?

**નરહરરામ** : હવે એને નહિ ઓળખું? એનો ધંધો કાછીયાનો. રોજના પંદર સત્તર ટોપલા એના શાકના ચઢે ને ચઢે જ.

**સેવકલાલ** : હેં હેં હેં! હવે એની ક્યાં આહિં મોહકાણ માંડોછ, રાજા! આ તો દરજી છે દરજી! કાલે જ એને ત્યાં જઈને પ્રશ્ન મૂકાવેલો. જવાબમાં પાસ અને પાસ જ.

**નરહરરામ** : મોરનાં ઈંડાં ચીતરવાં પડે જ નહિ ને, રાજા!

**પ્રેમકોર** : પણ ત્યારે હવે પેંડાની ગોઠવણ તો કરવી જોઇએ ને. તાર આવે કે માણસને દોડાવી શકીએ.

**મંગળા** : ભાભીજી! આપણા ગોપીપરાના નૌતમને ત્યાંથી જ લઈશું ને?

**સેવકલાલ** : એ નૌતમે પેંડા મોકલ્યા અને તમે ખાધા! નરહરરામજી, ઝાંપા ઉપરનો દામોદર સુખડીયો કેવો?

**નરહરરામ** : એક્કો લાલ બદામનો, રાજા. પણ–પણ ચૌટાનો નરોત્તમ પણ કમ નથી, જો; અમારા હીગીન્સ સાહેબની છોકરીનાં લગન થયેલાં ત્યારે મેં એને જ વરધી અપાવેલી.

**વેણીગવરી** : અમારે એ ઝાંપોય નહિ જોઈએ અને ચૌટું પણ નહિ જોઈએ. ઝાંપે જશે કોણ આ તડકી વખતે? મારો બાપ?

**પ્રેમકોર** : અને એ **નરોત્તમના** પેંડા કેવા હોય છે તે હું જાણું છું.

**સેવકલાલ** : **નરોત્તમની** વાત તમે જાણો. બાકી **દામોદરના** પેંડાની અપીલ નહિ, હા, રાજા! પેલા **જગા ભગતને** ત્યાંના લગનમાં મણ પચ્ચીસનો ઓર્ડર આપેલો.

**વેણીગવરી** : અને પછી છેક છેલ્લી ઘડીએ એણે ના પાડેલી તે પાંચ દુકાનેથી ઉધરાવવા પડેલા.

**સેવકલાલ** : એ તો એમ પણ થાય. લગન ઉકેલવાં એ કાંઈ રમતની વાત નથી.

**મંગળા** : પણ ત્યારે કોને ત્યાંથી પેંડા મંગાવવા ?

**વેણીગવરી** : તું તારે નચીંતે બેસની; આ ભાયડાઓની વાતો સાંભળીએ અને એમનું કહ્યું કરીએ તો એકે કામ પાર ઉતરે જ નહિ. ગોપીપરાના **નૌતમને** હું સવારથી જ કહેતી આવી છું; તાર આવે એટલી વાર.

[ બહાર અવાજ થાય છે. **નિર્મળા** બહાર જઈને ખબર કાઢી લાવે છે.

**નિર્મળા** : પેલો **બચુ** પાસ થયાનો તાર આવી ગયો.

**સેવકલાલ** : એ કયો **બચુ** ?

**પ્રેમકોર** : દલસુખ દાબડીનો દીકરો.

**વેણીગવરી** : હવે આવતી કાલથી જુઓ એની માનો ઝપાટો ! ક્યારે મારો **બચુ** પાસ થાય અને હું એનો વિવાહ કરૂં એમ ટાંપીને બેઠી'તી.

**સેવકલાલ** : તે હવે કાલથી આપણે પણ ક્યાં પાછા હડવાના છીએ ?

[ હસમુખલાલ અકળાયેલા આવે છે.

**હસમુખલાલ** : છગનલાલનો રમણ અને દલસુખરામનો બચુ પાસ થયા. રણછોડ મોદી અને ધીરૂ શ્રોફ પણ પાસ થયા.

[ છનમુખરામ પાછા આવે છે.

**છનમુખરામ** : ( ભયંકર અવાજે ) ત્યારે તમે આશા છોડી એટલે પાછા આવ્યા ?

**હસમુખલાલ** : અરે નારે સાહેબ; એ તો મને એમ કે લાવને આંટો મારી આવું. હમણાં પાછો જાઉં છું. સાઇકિલ ઉપર વાર કેટલી ?

**છનમુખરામ** : ઠીઈઈકિ ! રમણ અને બચુ જેવા ઠોઠ પણ પાસ થઈ ગયા, વિપિન !

**નરહરરામ** : એ બે પાસ થયા એટલે આપણે જાણી જ લેવાનું કે વિપુભાઈ પાસ થવાના જ. પેલા સિંપસન સાહેબનો જ દાખલો જુઓને: ટી. સી. માં રહેલો ત્યાંથી આઈ. એસ. એમ. અને ત્યાંથી હમણા એ. ટી. એસ. છે ! કાબેલ પાવરધો માણસ, મહેરબાન ! વિપુભાઈ નપાસ થાય જ નહિ.

**સેવકલાલ** : અરે ! એ નપાસ થાય કેમ ? નાની છીપ્પાડનો જોશી જૂઠો ઠરે, કબૂલ; પણ શું કોટસફીલનો ભૂવો બી ખોટો ? સગરામપરાનો સન્મુખ બી ખોટો ! નાણાવટનો પરભુ ભગવાન પણ લબાડ ? એમ બનેજ નહિ.

**વેણીગવરી** : તાર મૂકવામાં વહેલું મોડું થાય પણ ખરૂં.

છનમુખરામ : (દાંત પીસીને) તાર મૂકવામાં ગફલતી થાય એમ નથી.

સેવકલાલ : પણ છનમુખરામજી! ઠોઠ છોકરાઓ પાસ થાય અને વિપુભાઈ નપાસ થાય?

છનમુખરામ : ઠોઠ અને હોંશિયારનો એમાં સવાલ નથી. ધ્યાનથી વાંચવું તો જોઈએ ને.

[અંદરથી છોકરાઓના અવાજ : મનસુખરામનો છોકરો હીપુ પાસ થયો. પેલો નરેન્દ્ર પણ પાસ.

હસમુખલાલ : હું પાછો તાર ઓફીસે પહોંચી જાઉં. વિપિન, ફીકર ન કરતો; હમણાં તાર લઈને આવું છું.

પ્રેમકોર : હા, ભાઈ, વહેલા જાઓ અને ભગવાન કરેને તાર લઈને વહેલા પાછા આવો.

સેવકલાલ : અરે, ફત્તેહના કરીને જ આવો, રાજા!

હસમુખલાલ : અરે આ ચાલ્યો.

છનમુખલાલ : જવું હોય તો જાઓ, બાકી નાહકનો ફેરો ખાઓ છો.

મંગળા : (રડમસ થઈને) આવે વખતે આવું શું બોલતા હશો!

છનમુખરામ : એમાં અપશુકન થઈ જવાના હતા, કેમ? એ નાલાયક નપાસ જ થવાનો હતો.

નરહરરામ : ભાઈ! એમ અધીરા શું થાઓ છો? ગઈ સાલ પેલા ગીરધરનો તાર રાતના સાડા નવે આવેલોને!

**સેવકલાલ** : અને પેલા ભુપત ભંગારના છોકરાનો તાર રાતના અગીઆરે આવેલો ત્રણ વરસની વાત પર. અરે, સાહેબ! રાતના બાર વાગતે ભાગોળે જઈને પેંડા લઈ આવેલા; યાદ છેને, નરહરરામજી?

**છનમુખરામ** : તમે દાખલાઓ આપ્યે જાઓ છો પણ એ બધામાં તાર મૂકનારા કાચા હતા. મેં આ કામ ખુદ ઝનુભાઈને સોંપ્યું છે અને એ એમાં ઢીલ કરે નહિ. પણ ભાઈનાં ચિહ્ન ભણવાનાં હતાં જ નહિ ને.

**મંગળા** : (ધીમેથી) વાંચી વાંચીને બિચારો લોહીનું પાણી તો કરતો હતો.

**છનમુખરામ** : ખોટો બચાવ નહિ કર. હું જાણું છું બધું.

**પ્રેમકોર** : ના દિયરજી, એમ તો નહિ. હું તો જ્યારે આવતી ત્યારે જોતી કે વિપુભાઈ વાંચતો જ હોય. એમાં તો એણે તબીયતનું બધું સત્યાનાશ વાળી નાખ્યું.

**વેણીગવરી** : અને અત્યારમાં તો આંખે ચશ્માં લેવાં પડ્યાં.

**છનમુખરામ** : મારે એ કશું સાંભળવું નથી.

**નરહરરામ** : ભાઈ, એમ આકળો ન થાઓ. તાર આવવો જ જોઈએ.

**છનમુખરામ** : શું ધૂળ આકળો ન થાઉં! તાર આવવાનો વખત ગયો. કેમ વિપિન, તારે શું કહેવું છે? કૉન્સર્ટોમાં ભાગ ઓછા લેવા હતા! નવરાત્રિના ગરબામાં છોકરીઓને જોવા નહોતું જવું. રોજ આરસી સામો ઊભો રહીને પટીયાં પાડવામાં જેટલો વખત ગાળતો'તો તેટલો વખત ભણવામાં ગાળ્યો હોત તો આ વખત નહિ આવત.

સેવકલાલ : છનમુખરામજી! જરા શાંત થાઓ.

છનમુખરામ : હા, કાંઈ નહિ. આપને લાગવગ છે એટલે કોઈ સપાઈગીરી તો મળી રહેશે. નહિ તો પછી સેવમમરાની દુકાન કઢાવી આપશું.

[ મંગળા રડી પડે છે.

છનમુખરામ : રડી રડીને મરી જશે એટલે દીકરો પાસ થવાનો, કેમ? ભણવામાં ચિત્ત હોય ત્યારે પાસ થાય કે ની! અછો અછો કરીને પહેલાં ભાઈને બગાડવા અને પછી રડવા બેસવું. વિપિન! કયા કયા વિષયમાં ઉકાળ્યું છે તે બોલી નાખને.

વિપિન : (ધ્રૂજતો) મેં – મને – બધા વિષયમાં —

છનમુખરામ : સીધો બોલ તો ખરો, હું મારી નાખવાનો નથી કે તું આમ ધ્રૂજવા મંડી ગયો. એટલી બધી શરમ હતી તો આખું વરસ રખડ્યો શા માટે? બેવકૂફ જેવો જોયા શું કરે છે? હેં? નાલાયક!

[ વિપિનને મારવા જતા હોય તેમ છનમુખરામ એની તરફ જાય છે. આ જોઈને, પતિથી ગભરાતી, અત્યાર સુધી ધીમું ધીમું રડયા કરતી મંગળા સફાળી ઊઠે છે અને ત્વરિત ગતિએ જઈને પુત્રની આડે રહીને ઉગ્ર પતિની સામા, પારધી સામે હરિણી ઊભી રહે એમ ઊભી રહે છે.

મંગળા : (કંપતી) બસ! બહુ થયું. નપાસ થયો તો ભલે થયો. આવતે વરસે પાસ થશે. અને આવતે વરસે પણ નહિ પાસ થાય તો ભલે. તમે એને મારશો? નહિ મારવા દઉં – દીકરો મારો છે.

[ બોલતાં બોલતાં મંગળાને ચક્કર આવે છે. **નરહરરામ** અને **નિર્મળા** એને ઝાલી લેછે, અને તકીઆ પાસે બેસાડી દે છે.

**છનમુખરામ** : (ચકિત થઈને, ભોંઠા પડી જઈને) **વિપિન**! જોયા શું કરે છે, બાઘા જેવો! પાણી લઈ આવ. વેણીબહેન, જુઓને, જરૂર હોય તો દાક્તરને બોલાવીએ.

[ બધાં આમ તેમ હાંફળાં ફાંફળાં ફરે છે. બહાર **હસમુખલાલ**નો અવાજ ગાજી ઊઠે છે: '**વિપિન**! દોસ્ત! કોન્ગ્રેચ્યુલેશન્સ!' તે અને તારવાળો સાથે દાખલ થાય છે. **નરહરરામ** અને **સેવકલાલ** એને રૂપીઓ આપવા દોડે છે. શરમ છોડીને **નિર્મળા** હસમુખલાલને ખભે ટીંગાઈને તાર વાંચે છે. **મંગળા** બધું ભૂલી જઈને ઊઠીને **વિપિન**ને છાતી સરસો ચાંપે છે.

**છનમુખરામ** : (ડેપ્યુટી કલેકટરની અદાથી કહેતા સંભળાય છે.) "મારી તો ખાતરી જ હતી કે **વિપિન** પાસ થવાનો જ."

પડદો પડે છે.

## દૃશ્ય : ચોથું

## ચાર ચિતા વચ્ચે

વિપિન વીસ વરસનો થયો છે. સંયુક્ત કુટુંબની ઈમારતના પાયા અમુક અંશે હાલવા લાગ્યા છે. બદલાતા જમાનાના પરિણામ રૂપે જુદી જુદી વ્યક્તિએ એકેકને પૂછ્યા વગર જુદી જુદી કન્યા સાથે વિવાહ નક્કી કરી નાખ્યા છે. વૃદ્ધ નહિ છતાં વડીલ ગણાતા જનુભાઈની દૃઢતાથી વિપિન આ આફતમાંથી બચી જાય છે.

: સ્થળ :

વિપિનનું ઘર

: સમય :

સવારના દસ

દૃશ્ય : ચોથું

## ચાર ચિતા વચ્ચે

[ જાજમ તકીઆ અને બે ત્રણ ખુરશીઓ. બે ત્રણ તાડછાંના પંખા. દરેક મંડળમાં દાદા થઈ પડે તેવા, નહિ વૃદ્ધ – નહિ જુવાન એવા ઝનુભાઇ એક તકીએ અઢેલીને બેઠા છે. સહેજ છેટે મંગળા બેઠી છે. બીજી બાજુ વિપિન અને નિર્મળા બેઠાં છે.

ઝનુભાઈ : મંગળા ! હજી કોઈ આવ્યું કેમ નહિ ? બારણે દસ વાગવા આવ્યા.

મંગળા : હવે આવતાં હશે. ઘરના કામકાજમાંથી પરવારીને આવે કેની.

ઝનુભાઈ : હા, એ પણ ખરૂં. પણ એટલામાં પાનની તાસક તો મંગાવ. નીમુ, જા, લઈ આવતો. ( નિર્મળાને ઉઠતાં વાર લાગે છે ) કેમ ? સાંભળતી નથી ? હાડકાં ભાગી છે કે શું ? જા, લઈ આવ.

[ નિર્મળા જઇને લઇ આવે છે અને મૂકતી વખતે લગભગ પછાડે છે.

ઝનુભાઈ : ઓ હો હો ! હવેનાં છોકરાંઓનો રોફ કેટલો છે ! અને તંબાકુ ક્યાં છે !

મંગળા : નીમુ, બહેન, તું જાણે છે કેની કે તંબાકુ વગર આ બધાંને ચાલે જ નહિ. જા, દીકરી, લઈ આવતો.

[ નિર્મળા જઇને તંબાકુ લઈ આવે છે. સેવકલાલ, વેણીગવરી અને ડાહીકાકી આવે છે.

ઝનુભાઈ : લ્યો, સવારી આવવા માંડી; પહેલી ટુકડી આવી પહોંચી. આવો સેવકલાલજી, વેણીબહેન અને ઓહો ! ડાહીકાકી પણ આવ્યાં ને શું ?

સેવકલાલ : (પાનની તાસક પાસે ખેંચતાં) આવ્યા વગર તે કાંઈ ચાલે, ઘરડાં વગર ગાડાં વળે નહિ ! શું સમજ્યા, મહેરબાન ! હા હા હા !

ડાહીકાકી : (તપખીરની દાબડી કાઢી સડાકો લેતાં) પણ હજી કાકા – કાકી કેમ જણાતાં નથી ?

વેણીગવરી : માન જોઈતાં હશે.

ડાહીકાકી : આવે વખતે જાત નહિ જણાવે તો ક્યારે જણાવે ?

મંગળા : નારે, એવું કાંઈ નથી. અત્યાર સુધીમાં ભાભીજી એ વેળ આવી ગયાં.

વેણીગવરી : ડાહીકાકી, તમે મંગળાને એવું ન કહો;

એને તો સાસરીયાંનું બહુ લાગે છે. બાકી, આપણે તો જાણીએ છીએ કે એ બધાં કેવાં છે !

[ નરહરરામ અને પ્રેમકોર આવે છે.

**ઝનુભાઈ** : આઈયેં નરહરરામજી, કેમ પ્રેમકોર, આમ ઘોળાતાં ઘોળાતાં આવો તેમાં ભત્રીજાના વિવાહ નહિ થાય.

**પ્રેમકોર** : મોસાળીયાં વહેલાં આવ્યાં છે કેની, પછી કાકા – કાકી જરા મોડાં આવે તો ચિંતા નહિ. મોસાળીયાં કાંઈ ઓછાં સબધાં છે ?

**વેણીગવરી** : ( પ્રેમકોરનો હાથ પકડીને પાસે બેસાડતાં ) એમ છટકી જાઓ તે થોડું ચાલવાનું છે ! લગન – વિવાહમાં તો કાકા – કાકી પહેલાં. અમને તો તમે કહેવડાવો એટલે મોસાળું લઈને હાજર થઈએ એટલું જ. કેમ ડાહીકાકી ! હી હી હી !

**ડાહીકાકી** : હાસ્તો વળી; પણ પ્રેમકોર, તું કેમ હમણાની દેખાતી જ નથી ? કોઈ દહાડો તો મોં બતાવીએ.

**ઝનુભાઈ** : હવે સામસામા આવકાર અપાઈ રહ્યા હોય તો આપણે મૂળ મુદ્દા ઉપર આવીએ.

**સેવકલાલ** : હવે એમાં કઈ મોટી ધાડ મારવાની હતી જે; કેમ મંગળા ! તારી માએ અને મેં નક્કી કરેલી છોકરી બધાંને પસંદ પડી કેની ?

**વેણીગવરી** : પસંદ પડે એવી જ આપણે શોધી છે ને, પછી વળી એમાં પૂછવાનું જ ક્યાં રહ્યું ?

**ડાહીકાકી** : વેણી ભાભી છોકરી શોધે એમાં વાંધો હોય જ નહિ ને, હા આ અ છોકરી છે તો જાણે મીણની પૂતળી !

મંગળા : પણ–પણ તમે કઈ છોકરીની વાત કરો છો ?

સેવકલાલ : વળી, હાહાહા ! પાછી અજાણી થઈને પૂછે છે કેવી ?

મંગળા : પણ નામ કહો તો કાંઈ સમજણ પડે કેની.

વેણીગવરી : (કાંઈક રોષ દર્શાવીને) કેમ વળી ? તે તું નથી જાણતી ? પેલી મંગુબહેનની છોકરી તનુ !

સેવકલાલ : કેમ નરહરરામજી ! તનુ કેવી ? નંબર વન કેની ?

નરહરરામ : (ગુંચવણમાં પડ્યા હોય તેમ) હા આ આ અ, સારી છે, વાહ !

સેવકલાલ : (નવો પક્ષ સાધવા, ઝનુભાઈ તરફ ફરીને) સાથિયા દોરવામાં આજે સૂરતમાં એની જોડી નથી, કેમ ઝનુભાઈ સાહેબ ?

ઝનુભાઈ : (મુછે આમળા દેતા) સાથિયા દોરવામાં એક્કો હશે લાલ બદામનો, એમાં ના નહિ, સેવકલાલજી, પણ–પણ–માફ કરજો સાહેબ; જરા આંખે બાડી છે.

નિર્મળા : (હસી પડીને) ત્યારે ઝનુકાકા, અમારે બાડીભાભી કહેવાનાં કે કાણીભાભી ?

વેણીગવરી : (મિજાસ ખોઈને) શું નીમુ ? કાંઈ બહુ ફાટયું ફાટયું બોલે છે ને !

નિર્મળા : (હિંમત એકઠી કરીને) મોટાં બા, ચીડવાતાં નહિ પણ એ તનુ બાડી તો છે જ.

વેણીગવરી : બાડી હોય કે કાણી હોય, મેં તો એની

સાથે નક્કી કરી નાખ્યું છે અને હમણાં ગોર કહેવા પણ આવશે. શું હવે મારું નાક કપાવવું છે?

ડાહીકાકી : આવડી નાની છોકરી પડ પડ બોલતાં શરમાતી નથી!

પ્રેમકોર : (લાગ જોઈને) એ તો ખરૂં પણ વેણીબહેન! હાલના જમાનામાં, છોકરાને અને એના માબાપને પૂછયા વિના કાંઈ નક્કી થોડું કરાય છે, વારૂ! અને છોકરી બાડી તો ખરી.

સેવકલાલ : હા આ અ, જરા લાંછન તો ખરૂં.

વેણીગવરી : (ત્રાડ પાડીને) તો જખ મારવા નક્કી કરી આવ્યા હતા?

નરહરરામ : (પ્રેમકોર જોડે આંખના સંદેશા ચલાવ્યા પછી) સાચું પૂછો તો સેવકલાલજી, આમાં કાંઈ ગેરસમજુતી થઈ હોય એમ લાગે છે. છનમુખરામનો મારા ઉપર કાગળ છે એમાં છોકરી શોધીને નક્કી કરવાનું મને જ સોંપ્યું હતું; અને તે પ્રમાણે મેં શોધી પણ રાખી છે. ત્યાંથી પણ ગોર હમણાં જ આવશે.

ઝનુભાઈ : હેં! હેં! શું કહો છો? આતો ગોટાળો થયો!

મંગળા : પણ ભાભીજી, એ છોકરી કોની?

પ્રેમકોર : પેલા શોભારામને તમે ઓળખો ને? એની છોકરી લીલી! ખાસ્સી કાવલા બાંધાની છે અને આવડી નાની છે છતાં ઘરના કામકાજમાં બહુ પાવરધી છે.

નિર્મળા : ત્યારે તો મજા પડે જો! બેઠાં બેઠાં, જે જોઈએ તે માગ્યા કરીએ.

ઝનુભાઈ : **નીમુ**! આવડી થઈને આવી બાબતમાં આમ મજાક કરે એ ઠીક કહેવાય?

મંગળા : છોકરી સારી તો ખરી; પણ તમને એમણે કાગળ લખ્યો તે વખતે મને કહ્યું કેમ નહિ?

વેણીગવરી : અરે, સારી શેની? લટકાં, મટકાં ને ચટકાં છે! હા, ગોરી ખરી; પણ ગોરાં તો ગધેડાં પણ હોય છે.

ડાહીકાકી : અને સાથે સાથે કહી દ્યોને કે ગરીબની છોકરી એટલે સાસરે આવવાની તે ઉઘાડી જ આવવાની.

પ્રેમકોર : (ગરમ થઇને) કાંઈ એટલાં ગરીબ નથી; અને ગરીબની છે કે ગમે તેમ છે પણ ખોડખાંપણવાળી તો નથી ને!

ડાહીકાકી : (ઉશ્કેરાઇને) શું પ્રેમકોર! તારી મા જેવડીનું મોં તોડી લેતાં શરમાતી નથી!

નરહરરામ : હું જ્યારે **નાલાસોપાલામાં** ડેપ્યુટીમાં હતો ત્યારે લગભગ આવું જ બન્યું હતું; અને અમારા ડી. ટી. એસે —

સેવકલાલ : તમે રેલવેનું શું કહો છો! આ અમારે છાપરિયા શેરીના જોશીને ત્યાં હું બેઠો હતો ત્યાં —

ઝનુભાઈ : મુરબ્બી! હવે અત્યારે રેલવેનો ડી. ટી. એસે. કામ નહિ લાગે અને છાપરિયાનો જોશી પણ કામ નહિ લાગે. વેણીબહેન! એમ ફાવે તેમ લાકડે માંકડું વળગાડવાના જમાના ગયા, સમજ્યાં? આ તો ઠીક છે કે તમે અને પ્રેમકોરે બે જુદી જુદી છોકરી સાથે નક્કી કરી નાખ્યું અને ગોટાળો ઊભો થયો. પણ એક જ છોકરી હોત તો યે છેક છેલ્લી ઘડીએ

વિપિનભાઈ પણ ના પાડી શકત. તો તમે શું કરત? હવે તો નક્કી કરવાનું કામ છોકરાને અને એનાં માબાપને જ સોંપવું જોઈએ.

**વિપિન** : (તતપપ થઈને) હાઆઆ ઝનુકાકા, તમે સાચું કહો છો.

**મંગળા** : ઝનુભાઈ! હું થોડુંક કહું?

**ઝનુભાઈ** : (મંગળાના પોતે રક્ષક હોય તેમ રૂઆબથી) અરે કહી નાખની, મંગળા, એમ ગભરાય છે શાની? ત્રણ ચાર છોકરાંની મા થઈ અને છોકરો પરણાવવા નીકળી છે તો યે ડરપોક શાની બને છે?

**મંગળા** : એમણે ભાઈજીને અને ભાભીજીને આ કામ સોંપ્યું તેની મને વાત સુદ્ધાં કરી નહિ એટલે મેં તો પેલા મનસુખરામ ખરા કેની? તેની છોકરી પ્રિયંવદા જોડે હા પણ કહી દીધી છે. અને એનો ગોર પણ હમણાં જ આવશે.

[ આટલું કહેતાં કહેતાં મંગળા રડવા જેવી થઈ જાય છે.

**વિપિન** : ઝનુકાકા! ત્રણ તો જાણે નક્કી થઈ ગઈ. હવે કોઈને કહેવાનું બાકી રહી ગયું છે? હોય તો બોલી નાખો કે મને પણ સમજણ પડે કે મારે કેટલી બૈરી પરણવાની છે.

**નિર્મળા** : (હસવું ખાળી રાખતી) ત્યારે હું સાથે સાથે કહી જ નાખું: બાપાજીએ મારા ઉપર અને એમના ઉપર એક કાગળ લખ્યો હતો જેમાં સાફ લખેલું હતું કે અમને પસંદ આવે તે છોકરી સાથે નક્કી કરી નાખવું. અને – અને એ પ્રમાણે અમે તો ઠેરવી દીધું છે.

વિપિન : કોની સાથે ?

નિર્મળા : રાવ બહાદુર દિનમણિશંકરની પુષ્પા જોડે.

ઝનુભાઈ : અને એના તરફથી પણ ગોર આજે જ આવવાનો હશે ?

નિર્મળા : (રડવું કે હસવું એ વચ્ચે અનિશ્ચિત) હા, ઝનુકાકા, આવવાનો તો છે જ; શું કરૂં ? ભાઈ સાબ, મોટી કચુંબર થઈ ગઈ લાગે છે.

વિપિન : બસ ? આ વાત ચારથી જ અટકે છે ?

ઝનુભાઈ : (તકીએ અઢેલીને સ્વસ્થ) કાકી ! ભૂંડી થઈ હોં ! સારૂં થયું ને કે મેં એક છોકરી શોધી કાઢી નહિ !

સેવકલાલ : પણ મહેરબાન, આમ થયું શાથી ?

નરહરરામ : એ તો પેલા જેવી વાત થઈ : હું તે વખતે ભાઈંદરમાં એસ. એમ. માં અને પેલો ગીરધરલાલ પી. તે ડેપ્યુટીમાં. અમારો તે વખતનો એ. ટી. એસ. તો તમે જાણો છો ને, પેલો જોનસન સાહેબ – એટલે —

સેવકલાલ : જોશીઓને પૂછ્યા વગર આવી બાબતોમાં પગલાં ભરવાનાં આ પરિણામ ! સગરામપરામાં કરૂણાશંકર જોશી —

વિપિન : પણ આમ બન્યું શાથી ?

ઝનુભાઈ : એનો ખુલાસો હવે મને મળી ગયો. મંગળા ! તમારા ધણી સાહેબે મને પણ એવો કાગળ લખ્યો હતો. પણ હું તો જાણું કેની કે એ તો ડેપ્યુટી કલેક્ટર સાહેબ રહ્યા !

જેમ પોતાના ડીસ્ટ્રીક્ટમાં બધા મામલતદારોને એક સરક્યુલર મોકલાવે તેવો આ એક સરક્યુલર " વિપિન માટે એક છોકરી શોધી કાઢો" એ મતલબનો એમણે બધાંને ઘસડી માર્યો. છેલ્લે એમ લખવાનું ભૂલી ગયા કે છેવટનો જવાબ આપવાની તમામ સત્તા અને જવાબદારી સરક્યુલર લખનાર રાખે છે.

[ થોડાંક હસે છે. થોડાંક ગંભીર બને છે.

**નરહરરામ :** બહેન નિર્મળા ! હવે આજે ગળ્યાં મોં થાય એવાં ચિહ્ન જણાતાં નથી માટે મસાલાવાળી ચાહ મૂકાવ, કેમ, સેવકલાલજી ?

**સેવકલાલ :** સત્તર આના ને બે પાઈ.

[ મંગળા મોં છૂપાવીને ધીમે ધીમે રડે છે.

**ઝનુભાઈ :** જોની મંગળા, હવે એમ રડવામાં મજાહ નથી. હોય, આ જમાનામાં એવા ગોટાળા થવાના જ. પણ હમણાં એક પછી એક ગોર આવવા માંડશે; એટલે આપણે શું કરવું તે નક્કી કરી નાખવું જોઈએ.

**વેણીગવરી :** એમાં, ઝનુભાઈ, વળી વિચાર શા કરવા હતા ? તનુ જોડે નક્કી કરી નાખો.

**ઝનુભાઈ :** વેણીબહેન, આવા કામમાં હઠ પકડવી એ સારૂં નહિ. પરણવું તમારે નથી, વિપિનને છે માટે એને બોલવા દ્યો.

**વિપિન :** એ છોકરીને તો મેં પણ જોઈ છે. હું બાડી જોડે નહિ પરણું.

**વેણીગવરી :** ઠીઈઈક ત્યારે, હવે અહીં આપણું કામ પણ શું છે ? ઊઠો ડાહીકાકી; અને તમે પણ.

[ વેણીગવરી, ડાહીકાકી અને સેવકલાલ ઊઠવાનું કરે છે અને ઝનુભાઈ, નરહરરામ અને પ્રેમકોર એમને બેસવાનો આગ્રહ કરે છે; એટલામાં ચાહ આવે છે.

ઝનુભાઈ : લ્યો હવે, ચાહ પીધા વગર તમારાથી થોડું જવાવાનું છે!

[ ચાહ પીવાતાં બધાંનાં મગજ શાંત થતાં જાય છે.

વેણીગવરી : ભાઈ, અમે પસંદ કરેલી તો કાણી નીકળી, હેં હેં હેં! કેમ ડાહીકાકી? હોય ભાઈ હોય, રાજાને ગમતી રાણી ને છાણાં વીણતી આણી. પણ – પણ આ નિર્મળા બહુ ઘરડી થઈને શોધવા ગઈ'તી; એણે કેમ આવું રતન શોધ્યું?

પ્રેમકોર : મંગળા, વાત તો સાચી છે. અહિં કોઈ પારકું નથી એટલે બોલવામાં વાંધો નથી. એના આખા કુટુંબમાં માણસો ખઈ રોગથી જ મરી જાય છે. એની મોટી બહેનને ખઈમાં મરી ગયા ને હજી પાંચ મહીના થયા નથી. પછી તો, બાપા, તમે જાણો.

ઝનુભાઈ : વિપિન, છોકરી દેખાવડી છે, ભણે ગણે છે પણ આ વાત સાવ સાચી છે. અને વાત નીકળી છે ત્યારે કહું છું કે પુષ્પાને પણ ક્ષયની શરૂઆત થઈ ચૂકી છે.

વિપિન : એવું હોય તો એ નકામી જ; કેમ બહેન?

નિર્મળા : એક વખત આ કારણ ખોટું હોય છતાં તું તોડી નાખશે તો મને ખોટું લાગવાનું નથી. વિપિન, મારે તારા લગનમાં હાજર રહેવું જ છે; એટલે તું લઢવાનાં બહાનાં શોધશે તો પણ હું લઢવાની નથી. મોટાંબાની કાણી ઊડી ગઈ તેમ મારી પુષ્પા પણ પીગળી ગઈ.

**પ્રેમકોર :** અને મંગળા, ખોટું ન લગાડતાં, પણ પ્રિયંવદા પંદર વર્ષની થઈ છે છતાં પહેલી ગુજરાતી એને આવડતી નથી. અમે તો ભણ્યાં નથી પણ આ જમાનામાં વિપુભાઇને એવી અભણ નહિ ચાલે. કેમ, ખોટું કહું છું, વેણી બહેન ?

**વેણીગવરી :** (કૃત્રિમ હસીને) હેં હેં હેં ? ભાઈ, હું તો બધુંય જાણું છું પણ કહેવા જઈએ તો આ અમારી છોકરી—ડીપોટી કલેકટરનાં ધણિયાણીનું અપમાન થઈ જાય ! ઝનુભાઈ, તમે ય આ જાણતા હશોને ?

**ઝનુભાઈ :** હા, એ જરા ય ભણેલી નથી એટલે આ ઘરમાં એ શોભે નહિ. એ લોકો પણ બિચારાં ગરીબ – અરર, બિચારાંઓને પૂરાં કપડાં પણ પહેરવાનાં મળતાં નથી.

**મંગળા :** તે બા, એમાં—એમાં હસો છો શું ? તમારા જેવાં અનુભવીએ કાણી શોધી તો મેં અભણ શોધી !

**નિર્મળા :** ચા આ આ લો, ત્રીજું મંગળ પૂરૂં થયું. હવે એક છેલ્લું રહ્યું છે, ભાઈ.

**પ્રેમકોર :** ત્યારે તો હવે શોભારામની લીલી રહી. શી ખુબસૂરત છોકરી છે ! ગરબામાં તો એકકો અને લુગડાં પણ શી ફૂકકડાઇથી પહેરે છે !

**નરહરરામ :** વિપિનભાઈ! જોડી તો આબાદ થાય જો. પાર્ટીઓમાં, ચોપાટી ઉપર અને હેંગિંગ ગાર્ડન્સમાં એને લઈ જતાં તું લાજે નહિ, એટલું જ નહિ પણ લોકોની નજર એના ઉપર ઠરી રહે.

[ ઝનુભાઈ અને વેણીગવરી અંદર અંદર વાતો કરે છે. પછી વેણીગવરી જરા દૂર જઈને બેસે છે.

ઝનુભાઈ : જુઓને નરહરરામ ! અત્યાર સુધીમાં ત્રણ ત્રણ છોકરીઓ તો નપાસ થઈ ચૂકી છે – પહેલી બાડી નીકળી, બીજી માંદી આવી અને ત્રીજી અભણ જાહેર થઈ. હવે તમારી ઉમેદવારનો વારો આવ્યો છે. અહિં કોઈ પારકું નથી અને આપણે તો વિપિનનો સ્વાર્થ પહેલો જોવાનો. શોભારામની લીલી દેખાવડી નંબર વન અને ભણવામાં પણ એકકો. પણ–પણ તેની મા તેમ જ મોટી બહેનનાં ચારિત્ર જગજાહેર છે અને આ લીલીનું પણ થોડું સંભળાય છે ખરૂં. તો પછી આપણે જાણી જોઈને દીવો લઇને કુવામાં શા માટે પડવું ?

પ્રેમકોર : (ઠંડાઈથી) જુઓને ઝનુભાઈ, વિપુભાઈને લાયક એ નહિ લાગતી હોય તો કાંઈ નહિ. ગોરને ના પાડી દેજો.

નિર્મળા : આ ચોઓઓથું મંગળ સમા–આ–આપ્ત !

[ પહેલા ગોર રામશંકર આવે છે.

રામશંકર : સ અ અ લા આ મ પહુંચે ઝનુભાઈ સેઅેઠને ! કેમ વેણીબહેન ? બેઠાં છો કે ? મંગુબહેનને ત્યાંથી જમાઈરાજને તેડાવ્યા છે.

[ આટલું બોલીને ગોર સ્વસ્થતાથી બેસે છે અને પાનની તાસક ખેંચીને પાન બનાવવામાં પડે છે.

વેણીગવરી : મંગળા ! જવાબ આપો હવે.

મંગળા : હું – હું —

ઝનુભાઈ : મંગળા, એમ ગભરાય છે શાની ! જવાબ આપવામાં વાંધો શો હતો ? હું એવા એવા ચાળીસ ગોરને જવાબ આપનાર બેઠો છું ને ! જુઓને રામશંકર ગોર, જાણે

વાત એમ છે કે અમારે હમણાં વિવાહ કરવા નથી. આગળ ઉપર વિચાર થશે ત્યારે જોઈશું.

**રામશંકર :** (સડક થઈને) હેં ! ઝનુભાઈ સાહેબ ! શું બોલો છો ? પણ—પણ વેણીબહેને તો બધું નક્કી કરી નાખેલું છે.

**ઝનુભાઈ :** (રૂઆબથી) એમણે નક્કી કર્યું હોય તો હું ફોક કરૂં છું. લ્યો, પાનબાન ઉડાવો અને પછી સનાનના સમાચાર પહોંચાડી આવો.

**રામશંકર :** વેણીબહેન ! આ શું ? આટલી જીંદગીમાં આવું તો આજે સાંભળ્યું.

**નરહરરામ :** હેં હેં હેં ! અરે ગોર મહારાજ ! જીવતા રહેશો તો હવે તો આવું ઘણીયે વાર સાંભળશો. આ જમાનો જુદો છે. હું જ્યારે નવસારીમાં ડેપ્યુટીમાં હતો ત્યારે અમારા હુડસનસાહેબ—

[ બીજા ગોર ત્રિપુરાશંકર આવે છે.

**ત્રિપુરાશંકર :** મુરબ્બીસાહેબોની સેવામાં ! દિનમણિશંકરને ત્યાંથી વિપિનભાઈને તેડાવ્યા છે. ઓ હો હો ! રામશંકરભાઈ, તમારી સ્વારી આ બાજુ ઉતરી આવી છે ?

**ઝનુભાઈ :** ત્રિપુરાશંકર ! વિપિનભાઈના વિવાહ કરવાનો વિચાર હમણાં મોકૂફ રાખ્યો છે.

**ત્રિપુરાશંકર :** હેં ! હેં ! એ શું બોલ્યા, મારા મહેરબાન ? દિનુભાઈને ત્યાં તો આપ વડીલોને માટે પાનગુલાબ પણ આવી પહોંચ્યાં છે.

**નરહરરામ :** ગોર ! એ બધું નિરાંતે સમજાશે. હમણાં તો પાનગુલાબ અંદર અંદર જ વહેંચી ખાવાં પડશે.

સેવકલાલ : (દીર્ઘ નિશ્વાસ મૂકીને) ગોર મહારાજ, જોશીઓને પૂછ્યા વિના આવાં પગલાં ભરાય તેમાં આવા ગોટાળા થાય! આપણે કીકુના વિવાહ થયા તે વખતે મહીધરપરાના પેલા જોશી—

[ ત્રીજા ગોર બલવંતરાય આવે છે.

બલવંત : મંગળાભાભી! પૂરી કચેરી ભરીને બેઠાં છો કે?

[ એની નજર એ ગોર ભણી જાય છે એટલે આશ્ચર્યથી મુંગો બની જાય છે અને નીચે ગોઠવાઈ જઈને પાન બનાવવામાં પડી જાય છે.

ઝનુભાઈ : કેમ બલવંતરાય? તમે ક્યાંથી ભૂલા પડ્યા? પેલા દિનકર દાબડાને ત્યાંનાં લગન ઉકલી ગયાં?

બલવંત : અરે નારે સાહેબ, હજી ચારપાંચ દિવસ ચાલશે સ્તો, પણ એ દરમિયાન કાંઈ બીજાં કામ પડ્યાં રહેવા દેવાય છે? એ તો ‘શુભસ્ય સીઘ્રમ’, હા હા હા! પણ–પણ સાહેબ, કાંઈ ગોસમોટાળો ઊભો થયો જણાય છે જો; સમજણ પડતી નથી. મનસુખરામજીએ પોતાની પ્રિયવંદાને માટે અને શોભારામજીએ લીલીને માટે એમ બંનેએ મને જમાઈને તેડવા અહિં મોકલ્યો છે! હું તો કાંઈ બોલ્યો નહિ પણ આમ બને કેમ? કાંઈ સાઠમારીના સોદા તો નથી કેની?

સેવકલાલ : પણ હું એમ પૂછું કે, બલ્લુ, તું બંને તરફનો ગોર થઈને કેમ આવ્યો? શોભારામનો ગોર તો પેલો મણિશંકર ખીસકોલી કેની?

બલવંત : હાજી, અસલ તો એ ખીસકોલી જ. પણ એના વાલી વારસ નહિ એટલે મારા હાથમાં એ કામ આવ્યું. પણ હવે સાહેબ, નીકાલ લાવોની, પ્રિયવંદા લીધી કે લીલી?

ઝનુભાઈ : બલ્લુગોર ! હમણાં પ્રિયંવદાએ નહિ, લીલીબી નહિ, અને પીળી કે ગુલાબી બી નહિ. અમારે હમણાં વિવાહ કરવા જ નથી. એટલે હવે તમે ત્રણે ગોર મહારાજો સીધાવી જાઓ અને આ પ્રમાણે કહી દેજો.

ત્રણે ગોર : હાજી, આમાં બીજું શું થાય ?

[ ત્રણે ગોર જાય છે.
સેવકલાલ, વેણીગવરી અને ડાહીકાકી
જવા માંડે છે.

ઝનુભાઈ : કેમ ? ચાલ્યાં ?

વેણીગવરી : ત્યારે હવે કરીએ પણ શું ?

ઝનુભાઈ : ઠીઈઈઈક, ત્યારે.

[ ત્રણે જાય છે. નરહરરામ અને
પ્રેમકોર પણ ઊઠે છે.

ઝનુભાઈ : નરહરરામજી, આમ ન ચાલે. મંગળાનાં મોસાળીયાં તો પસાર થઈ ગયાં પણ તમે અને હું જો હવે ચાલ્યાં જઈએ તો મંગળાને તો સાંજ સુધીમાં લોકો પીંખી ખાય. ગોર મહારાજો તો પાન ખાઇને શાંતિથી ચાલ્યા ગયા પણ એ છોકરીઓનાં સગાંવહાલાં એમ શાંતિથી આ કડવો ઘુંટડો ઉતારી નહિ જાય. એ તો મંગળાને જીવતી મારી નાખશે !

પ્રેમકોર : ઝનુભાઈ, એ વાત સાચી. એ ગોરો ઘેર પહોંચવા જોઈએ એટલી વાર.

નરહરરામ : પણ ત્યારે ?

ઝનુભાઈ : હજી બપોરની ફાસ્ટ પકડાય એમ છે. એમાં જ બધાંને ધકેલી દઈએ.

**નરહરરામ :** પહેલા નંબરનું, રાજા ! હું જ્યારે વસઈમાં હતો ત્યારે આબાદ આવું જ બનેલું. તે વખતે હેનસન સાહેબ જી. ટી. એમ. અને મ્યુર ડી. ટી. એસ. બન્યું એમ કે....

**ઝનુભાઈ :** આમાં ઢીલ કરવા જેવું નથી. અત્યારે આ બધાં અહિંથી ઉપડી જાય તો પછી મહીનો વીત્યાં કોઈ હોહા કરવાનું નથી. છનમુખરામના મોભાને લઈને બધું દટાઈ જશે અને ભૂલાઈ પણ જશે. પણ હમણાં અહિં રહેવામાં સાર નથી. કેમ, પ્રેમકોર ?

**પ્રેમકોર :** હા, ભાઈ, અત્યારે તો આ પગલું જ ઠીક છે.

**મંગળા :** પણ–પણ ભાભીજી, તમને અને ભાઈજીને અમે બહુ કફોડી સ્થિતિમાં મૂકી દીધાં !

**પ્રેમકોર :** હવે વાત જવા દેની. આમાં બધાંના જ ભવેડા થયા ત્યાં કોણ કોને દોષ દે ? એ તો એમ જ ચાલે; વખત વખતનું કામ કર્યે જાય છે.

**મંગળા :** (રડું રડું થઈને) પણ હવે વિપિનને છોકરી ક્યાંથી મળશે ?

**પ્રેમકોર :** અરે તું તે ગાંડી થઈ છે ! વિપુભાઈને છોકરી નહિ મળે ? બીજી દસ હાજર કરશું.

**નરહરરામ :** વિપુભાઈ માટે માગું મોકલીએ તો કોના ભાર છે કે ના પાડે. એ તો જાણે રેલ્વેમાં ટી. એસ. નો સરક્યુલર ફર્યો. એને કોઈથી ના પડાય જ નહિ.

**ઝનુભાઈ : મંગળા,** એ તો હમણાં ગમ ખાવામાં જ મજા છે અને વળી ઉતાવળમાં વિવાહ કરવામાં સારૂં પણ નહિ; બાકી અત્યારે ને અત્યારે બીજી છોકરી લાવીએ.

નિર્મળા : (હસીને) ભાઈ આવ્યો ઊતો કાડે ને જશે વીલે મોડે !

ઝનુભાઈ : વિપિન ! જરા દિલગીર થતો નહિ. જે થયું છે તે સારૂં જ થયું છે. ચાર ચિતાની વચ્ચે હતો, બચ્ચા ! પણ ભગવાનનો પાડ માન કે એ ચારે ચિતાની વચ્ચેથી તું સલામત બચી જવા પામ્યો છે.

પડદો પડે છે.

## દૃશ્ય : પાંચમું

### લગ્ન

વિપિન ચોવીસ વર્ષનો થયો છે.
ચાર ચિતા વચ્ચેનો ઘોંટાળો શાંત
થયા પછી અમુક સમયે તેના વિવાહ
શિવશંકરની પુત્રી તનમન જોડે
થયેલા. તેની જોડે વિપિનનાં
લગ્ન છે.

: સ્થળ :

ગોપીપરાના લીમડીકુઈમાં શિવશંકરના ઘરનો માંડવો

: સમય :

રાતના દસ

## દૃશ્ય : પાંચમું

### લગ્ન

[ વરરાજા વિપિનચંદ્રનો વરઘોડો કન્યા તનમનને ત્યાં આવી પહોંચ્યો છે. વર-કન્યા માહ્યરાંમાં બેસી ગયાં છે પણ માહ્યરું પ્રેક્ષકોથી જોઈ શકાય તેમ નથી. માત્ર બે ત્રણ ગોર ઊભા ઊભા વેદોચ્ચાર કરે છે તે જોવાય છે અને સંભળાય છે. શરણાઈ અને ચોઘડના સૂર ઘડીકમાં સંભળાય છે અને ઘડીકમાં નથી સંભળાતા.

કન્યા પક્ષના માણસો વરપક્ષનાનું સ્વાગત કરવામાં મચી પડયાં હોય છે. લગ્નપ્રસંગની સ્વાભાવિક અવ્યવસ્થા રંગમંચ ઉપર જણાયા જ કરે છે. પાત્રો એક જગ્યાએ બેસી રહેતાં નથી પણ થોડી વાર અહિં બેસે છે તો થોડી વાર તહિં બેસે છે. પાનની બે ત્રણ તાસકો ફર્યા કરે છે. વચમાં વચમાં યુવકો અને યુવતીઓ વરકન્યાને માટે ભેટ સોગાદ લાવતાં જણાય છે. ત્યાં બેઠેલાં તેમની પ્રસંગોપાત મશ્કરીઓ પણ કરે છે.

**શિવશંકર** : આઈયેં સાહેબો, આ તરફ, છનમુખરામજી, સેવકલાલજી, નરહરરામજી, આવો મહેરબાનો; કેમ ડાહ્યાભાઈ, હસમુખલાલ, તમે પણ એમ છૂપાતા લપાતા ત્યાં ક્યાં બેસી જાઓ છો ? પડો મેદાને.

[ બધા કૃત્રિમ હસતા, અતિ વિનયી થતા આવે છે.

**મોંઘીભાભી** : આવો વહેવાણો આવો, ત્યાં તે કાંઈ બેસી જવાય ! આવો; મંગળા, નિર્મળા વગેરે ભલે માણરાં આગળ બેઠાં, પણ તમે ડાહીકાકી, વેણીબહેન, પ્રેમકોર, તમે તો આ તરફ જ આવો. વેણીબહેન, તમે આખરે ડાહીકાકીને પકડી લાવ્યાં ખરાં !

[ બધાં આવે છે અને બેસે છે.

વેણીગવરી : ડાહીકાકીને મૂકીને અવાય પણ ખરૂં ?

કમળ : નારે, ઘરડાં વગર ગાડાં ચાલે નહિ તો; પણ ડાહીકાકી, એટલાં માન શાં માગતાં’તાં ?

ડાહીકાકી : લે જો, મોંઘી ! આ કમળ બોલે છે તે. તે અત્યારે નહિ માગું ત્યારે કેવારે માગવાની હતી ? હું તો બંને પક્ષની સગી, સમજી ?

નાનુ : બે તરફનાં તો ધોલૈયાં.

સનમુખ : અને ધોલૈયાંને બે પતરાવળ.

શિવશંકર : નાનુ, સનમુખ, જરા ઠાવકાઈ રાખો તો સારૂં.

વેણીગવરી : શિવુભાઈ, બોલવા દ્યો એમને; કોઈ તકરારી વહેવાઈ પડ્યા હોત તો આટલામાં તો ઝપાઝપી થઈ ગઈ હોત.

પણ અમે તો લડાઈનું મોં બાળતાં જ આવ્યાં છીએ. અમારે છનમુખભાઈને તકરાર ગમે જ નહિ.

ઝનુભાઈ : વેણીબહેન, એ તો બધું હું જાણું છું, પણ અલી ડાહીકાકી ! તને અહિં શાનું સગું ? જ્યાં ત્યાં સગાં જ થાપતી ફરે છે !

ડાહીકાકી : (આંખમાં આંસુ લાવીને) બધાંમાં હલકી પાડવી હોય તો પાડો; બાકી શિવુભાઈને જ પૂછી જુઓને.

સેવકલાલ : હેં હેં હેં ! શિવુભાઈ સાહેબ, આનો તમે જ નીવેડો લાવોઃ તમારે ડાહીકાકી શાં સગાં થાય ?

નરહરરામ : રાજા, આ તો અમારે પેલો જેકીસન પી. ગ્રાંટરોડ ઉપર ડી. ટી. એસ. ની ઓફીસમાં હેડ કલાર્ક હતો તેના જેવી વાત થઈ.

શિવશંકર : (ગલ્લાં તલ્લાં મારતા) હા હા હા ! અલબત્ત, સગાં તો ખરાં જ ને.

સનમુખ : પણ મુરબ્બી, શાં સગાં ?

શિવશંકર : હી હી હી ! તે જાણે કે – ડાહીકાકી, તમે જ કહી નાખો ને.

ડાહીકાકી : તે શિવુભાઈ, એટલું બી ભૂલી ગયા ? હોય, ભાઈ, હોય; મને ઘરડીને હવે કોણ ગણે છે ? આ તમારા પીતરાઈ અભેરામ હતા કેની ?

નાનુ : કોણ ? પેલો અભેરામ ડમચી ?

ડાહ્યાભાઈ : અરે ડમચી નહિ, પેલો **અભેરામ ભમ**–દારૂ પીને ગટરમાં ભમ થઈ ગયેલો તે–એને મરી ગયાને આજ પચીસ વરસ થયાં હશે.

ઝનુભાઈ : ડાહ્યા ડુંગળી ! આજનો દહાડો તો મોંમાંથી ડુંગળીની વાસ ઉરાડતો બંધ રહે.

ડાહીકાકી : તે **અભેરામ** વેરે મારાં કાકીસાસુની બહેનના વિવાહ થયેલા.

ઝનુભાઈ : પણ ડાહીકાકી ! એ **અભેરામ** તો સીત્તેર વરસે કુંવારો જ મરી ગયેલો.

ડાહીકાકી : હા, પણ પછી એ વિવાહ તૂટી ગયેલા.

મોંઘીભાભી : ( મીઠું હસીને ) તે કાંઈ થોડું આઘેનું સગું ગણાય ?

ડાહીકાકી : પણ બહેન, હવે એવાં સગાં ગણે છે કોણ ?

શિવશંકર : ઝનુભાઈ સાહેબ ! આપ, છનમુખરામજી વગેરે પાસેના ઓરડામાં ચાલશો ?

ઝનુભાઈ : હારે મહેરબાન, ચાલો.

[ શિવશંકર, ઝનુભાઈ, છનમુખરામ જાય છે. ગોરોના શ્લોકો ગાજી ઉઠે છે. બીજાં બધાં થોડી વાર શાંત થઈ જાય છે. શ્લોકો પૂરા થતાં થાળી ઉપર વેલણ ટીપાય છે. શરણાઈ, ચોઘડ મોટે અવાજે શરૂ થઈ પાછાં શાંત થાય છે. ચાર પાંચ યુવતીઓ મંગલાષ્ટક ગાય છે.

વાક્યે અર્થ વસે, સુગંધ સુમને, હૈયે હસે ચેતના,
નેને નેહ લસે, મુખે સ્મિત વસે, સૌંદર્ય સત્પ્રેમમાં;
જ્યોત્સ્ના ચંદ્ર વિશે, સુરશ્મિ રવિમાં, સંધ્યા વિશે લાલિમા,
આનંદે તનમન તથા વિપિનના ગેહે લસો સર્વદા.

જે પ્રેમી હૃદયો ઉજાળી જગને, પ્રેમ સ્વરૂપે વસે,
અંગાંગે સુકુમાર સુંદરીતણા લાવણ્યથી જે લસે;
જ્યોત્સ્નાપુંજ વિશે બની રસસુધા, જે હાસ મીઠાં હસે,
તે કૂટસ્થ, અનસ્ત જ્યોતિ અરપો, માંગલ્ય આ યુગ્મને.

[ યુવતીઓ માહ્યરાં તરફ પુષ્પવૃષ્ટિ કરે છે.

નરહરરામ : ( પાન બનાવીને તબીયતથી ખાતાં ) મને ચિંતા રહેતી હતી કે ડેપ્યુટી કલેક્ટરને ત્યાંનો વરઘોડો એટલે ટાઈમ સચવાવાનો નથી. પણ બધું ટાઈમસર પતી ગયું; કેમ, ડાહ્યાભાઈ ? જાણે જી. ટી. એમ. ની સ્પેશ્યલ !

નાનુભાઈ : હારે હા, સાહેબ, માત્ર પોણા ત્રણ કલાક મોડું થયું.

વેણીગવરી : તે પોણા ત્રણ કલાક મોડું થયું તેમાં થઈ શું ગયું ? કોઈ ભિખારીને ત્યાંનો વરઘોડો નહોતો નીકળવાનો કે તાંસાંવાળા આવ્યા ને ઝપ કરતો વરઘોડો નીકળ્યો !

ડાહ્યાભાઈ : નાનુ ચીમટી ! જરા બહાર નીકળીને સાજન-માજન જોવું હતું તો ખબર પડત.

સેવકલાલ : હા હા હા ! બરાબર કહ્યું, રાજા ! છેલ્લાં પચાસ વરસમાં આવો વરઘોડો સૂરતમાં નીકળ્યો હોય તેવું જાણ્યામાં નથી !

સનમુખ : અરે મહેરબાન, આટલાં વરસ થયાં પણ તમારી ફેંકવાની ટેવ ગઈ નહિ. સાંબેલા કેટલા હતા?

નરહરરામ : પાંચ હતા, કેમ વારુ?

મોંઘીભાભી : પાંચ હતા? મેં તો ચાર ગણ્યા હતા.

કમળ : વરરાજાને પણ સાંબેલામાં ગણતા હશે!

નાનુભાઈ : અને પાછું પહેલા સાંબેલા આગળ તો વાજું પણ નહતું; માત્ર તાસાં જ હતાં.

ડાહ્યાભાઈ : સાંબેલાની સંખ્યા ઉપરથી જ વરઘોડાની કિંમત થતી હોય તો તો પછી પેલા ધના ઝૂખડને ત્યાં પચાસ સાંબેલાનો વરઘોડો નીકળેલો.

ડાહીકાકી : જોયેલું હોય તો જાણે કેની!

નરહરરામ : આપણે ત્યાંના સાજનમાજન જેવું કોઈ લાવે તો ખરો.

સેવકલાલ : ખાસ્સા હજાર–દોઢ હજાર પરન્યાતીલા હશે.

સનમુખ : વાહરે રાજા, વાહ! દોઢ હજાર! એમ કહી કહીને તો અમારા શિવુકાકાને તમે લોકોએ ગભરાવી મૂકેલા તે બે હજાર નાળીએર મંગાવી રાખેલાં. કાલે મજૂરી ખરચીને તેમાંથી અઢારસો નાળીએર પાછાં મોકલવાં પડવાનાં.

નાનુભાઈ : તું શું કહે છે? માત્ર બસો જ ખપ્યાં?

સનમુખ : ત્યારે બીજું શું વળી? હું હિસાબ લઈને નીકળ્યો કેની. તેમાં ય થોડાં તો ન્યાતીલા પડાવી ગયા.

**કમળ–નાનુભાઈ** : હા હા હા ! એ તો એમ જ ચાલે.

**વેણીગવરી** : એટલું બધું હતું ત્યારે બીજા સારા વહેવાઈ શોધવા હતા ને !

**ડાહીકાકી** : દયા કરીને નમાઈ છોકરીને ઠેકાણે પાડી તેનો આ નતીજો.

**મોંઘીભાભી** : હં અં હં અં ! વેણીબહેન, ડાહીકાકી ! તમને આવું શોભે ? જુવાનીયાં ગમે તેમ બોલે તે તમારે કાને ધરવું ન જોઈએ. તમારે તો શિવુભાઈ સામું જોવાનું.

**પ્રેમકોર** : એટલે જ તો આ મોંયે મુમકી બાંધીને બેઠાં છીએ. નહિ તો કોઈની તાકાત શી કે ગાળ દઈ જાય !

**નાનુભાઈ** : અરે વાહરે પ્રેમકોરભાભી ! તે તમને ગાળો કોણે દીધી ?

**સનમુખ** : એ તો નરહરરામજી અને સેવકલાલજી ટાઢા પહોરની ઉડાવ્યે રાખતા'તા એટલે જરા બોલવું પડ્યું.

**નરહરરામ** : હેં હેં હેં ! અરે સનમુખ, તું એમાં નહિ સમજે. તું હજી નાનો છે. અમારે જી. ટી. એમ. ડૉબ્સન સાહેબ હતા તેના હેડ કલાર્કમાં પેલો જમનાદાસ **ડી.** હતો. તમે તો ઓળખો કેની, સેવકલાલજી ?

**સેવકલાલ** : (તપખીરનો સડાકો લેતા) હારે હા, રાજા, ઓળખ્યો – પેલા ઇચ્છાશંકર જોશીનો પડોશી.

**નરહરરામ** : એ ઇચ્છાશંકરને ત્યાં હું ને જમનાદાસ રોજના બેસવા ઊઠવાવાળા, સમજ્યો, નાનુ ?

**નાનુભાઈ** : હાજી, સાહેબ.

**સેવકલાલ** : એ ઇચ્છાશંકર જોશીનો જોટો આજે નહિ મળે જો !

**નરહરરામ** : અને એ જમનાદાસ જેવા હેડક્લાર્ક અને ડૉબસન જેવા જી. ટી. એમ. બી. મળવાના કે ?

**હસમુખલાલ** : ના રે ના, સાહેબ, એ જમાના ગયા.

**મોંઘીભાભી** : સાપ ગયા ને લીસોટા રહી ગયા, ભાઈ.

**ડાહીકાકી** : એ જમાનાનું તો શું કહેવું ? મારા કાકાસસરાના સસરા દામુભાઈ લાખીઆને ત્યાં સાંજ પડે ને બહારનાં પચીસત્રીસ ભાણાં તો મૂકાય જ. કુટુંબમાં પણ ખાસ્સાં પોણોસો માણસ અને ઘી–તેલનાં તો ટાંકાં હતાં ટાંકાં ! એમણે તો ખવડાવી જાણેલું.

**સનમુખ** : હા હા હા ! અને ડાહીકાકી ! ખવડાવવામાં ને ખવડાવવામાં એવા ખલાસ થઈ ગયા કે ઘરની ભીંત પડી ગઇ તેને સાત સાત વરસ થઈ ગયાં પણ સમરાવવાના કોઈ પાસે પૈસા નથી.

**સેવકલાલ** : એમ પણ હોય. ગ્રહદશા કરાવે છે તે કોઈ બીજું કરાવતું નથી. ઇચ્છાશંકર જોશી તો વારંવાર કહેતા કે કાંઈ લખેસરી ભીખ માગતા થઈ ગયા તે ગ્રહદશાને લીધે.

**નરહરરામ** : અરે રાજા, આપણા પેલા પરભુરામ એસ. નો જ દાખલો લ્યો ને; સૂરતમાં વીસ વરસ કોચીંગ કલાર્કમાં જ. મહીને ત્રણસો ચારસો રૂપિયા સહેલાઈથી ગજવામાં સેરવતો. એક વખત છ આનાની ચોરીમાં એ પકડાયો અને ચોવીસ

કલાકમાં એ સસપેન્ડ થયેલો. તે વખતે હું પારડી ડી. એસ. એમ. માં.

[ બેએક છોકરી અને એકાદ છોકરો આઈસક્રીમ લાવે છે.

**સેવકલાલ** : ઓહોહો ! આજ તો આઇસક્રીમ છે કે શું ?

**પ્રેમકોર** : હેં ? મસાલાવાળું દુધ ઉડાવી દીધું ?

**વેણીગવરી** : મસાલાવાળા દુધ કરતાં આઇસક્રીમ સોંઘું પડતું હશે.

**ડાહ્યાભાઈ** : વેણીકાકી ! ઠીક ચેતી ગયાં. આઇસક્રીમમાં તો ગમે તેવું દૂધ ચાલે કેની. એક તો સસ્તું અને વળી પાછું સુધારાનું પગલું ગણાય.

**મોંઘીભાભી** : ડાહ્યાભાઈ, વહેવાઈ ગરીબ હતા એ તો આગળથી જાણુતા હતા ને ? જે મળ્યું તે ચલાવી લઈએ.

**ડાહીકાકી** : ચલાવી તો લઈએ જ છીએ ને. શાલ ઓઢવા આવ્યા ત્યારે કમમાં કમ તમે પચીસ નામ કાઢી નાખ્યાં, પણ એક શબ્દ અમે મોંમાંથી કાઢ્યો હતો ?

**મોંઘીભાભી** : તમારે તો છોકરી અને શિવુકાકા સામું જોઈને ચાલવાનું છે, કેમ, નરહરકાકા ?

**નરહરરામ** : ( આઈસક્રીમનો સપાટો લગાવતાં ) હેં હેં હેં ! ખરૂં બોલ્યાં, મોંઘીભાભી, આ અમારો એ. ટી. એસ. ડીગસન સાહેબ – આ એને ત્રણસો ને પાંસઠ દહાડા આઇસક્રીમ જોઈએ ને જોઈએ જ.

**સેવકલાલ** : અને નરહરરામજી, આઇસક્રીમમાં પણ ગુણ

છે હોં! છેક નાખી દેવા જેવું નથી જો; હા, રાજા; પેલા કોટસફીલના જોશી – તમે ઓળખો કેની – જેણે આપણા સનમુખરામજીના વિવાહ કઈ છોકરી જોડે થવાના હતા તે વિવાહ પહેલાં ૭ વરસ અગાઉ કહેલું તે—

**વેણીગવરી** : તે એમાં ગુણ ભરેલા છે તેટલા માટે તો વહેવાઈ આજે મસાલાવાળા દુધને બદલે આઇસક્રીમ પીરસે છે.

**નાનુભાઈ** : પણ વેણીકાકી, હું પૂછું કે આઇસક્રીમ કર્યું એમાં અમે ગુનોહ શો કરી નાખ્યો?

**ડાહ્યાભાઈ** : ત્યારે શું આપણા બાપદાદા આજ વરસો થયાં મસાલાવાળું દુધ કરતા હતા તે ગધેડા હતા?

**મોંઘીભાભી** : તમે બધાં અમસ્થાં વાતનું વતેસર શા માટે કરતાં હશો? આ ગરમીના દહાડા છે તેમાં ગરમ દુધને બદલે ઠંડું આઇસક્રીમ ઠીક લાગશે એમ ધારીને શિવુકાકાએ આઇસક્રીમ કરાવ્યું. એને ભૂલ ગણવી હોય તો ભૂલ ગણો. અમે માફી માગીએ છીએ.

**ડાહીકાકી** : આવડી ટીચકી થઈને આમ મોટાંની સામે ચરડ ચરડ બોલતાં શરમાતી નથી? અમે છોકરો પરણાવવા આવ્યાં છીએ, સમજી કેની? અમે તો બોલવાનાં ને હરગીઝ બોલવાનાં.

**સનમુખ** : અત્યારમાં બે ડબ્બા તો ઉપડી ગયા અને હજી આઇસક્રીમના નામની પીટ શું પાડતાં હશો!

**ડાહ્યાભાઈ** : કરકસર માટે આઇસક્રીમ કરવું અને પાછો શાહુકારીમાંથી હાથ નથી કાઢવો!

**નાનુભાઈ** : અલ્યા ડાહ્યા ડુંગળી ! બચ્ચા, બોલ તો ખરો કે છેલ્લાં પૈસા ખરચીને કઈ સાલમાં આઈસક્રીમ ખાધેલું ?

**ડાહ્યાભાઈ** : ખબરદાર ! ફાસ્ટ જાય છે કે ?

**વેણીગવરી** : પહેલેથી એટલું કહી દીધું હોત કે દુધ અમને પોષાય તેમ નથી માટે આઈસક્રીમ કરીએ છીએ તો પછી અમારે બોલવાપણું રહેત નહિ.

**પ્રેમકોર** : હા, આ તો ભિખારી વધા કરવી અને પાછી હોંશિયારી બતાવવી.

**મોંઘીભાભી** : કમળ ! મેં શિવુકાકાને પહેલેથી નહોતું કહ્યું કે આઈસક્રીમની વાત જવા દો. છાણના દેવને તો કપાસીયાની આંખ જ જોઈએ. એમને તે વળી આઈસક્રીમ શાં !

**ડાહીકાકી** : શું બોલી, મોંઘી ? છોકરી આપી છે તે ભૂલતી નહિ.

**સનમુખ** : ડાહીકાકી ! એમ બીવડાવવાના દહાડા ગયા. છોકરીને ઝાડ સાથે બાંધીને ડા'મ દેવાના અખતરા હવે કરશો તો જેલમાં જશો જેલમાં, સમજ્યાં ?

**મોંઘીભાભી** : પરણ્યા પછી વિપિનભાઈ આવાં ડોસાં ડગરાંની સામે પણ જોવાનો ખરો કે !

**ડાહ્યાભાઈ** : તમે કોને કહો છો ?

**સનમુખ** : હવે બેસને, ડુંગળી ! આ ડાહીકાકીને હું કહું છું, સમજ્યો ?

**ડાહ્યાભાઈ** : મારી કાકીને તું કહેનાર કોણ ?

**વેણીગવરી** : ભાઈ, જવા દે, વહેવાઈઓ તો ખાનદાની બતાવે છે ખાનદાની.

**મોંઘીભાભી** : વેણીબહેન, આ તમે અને આ તમારાં ડાકીકાકીની સાત પેઢી ખાનદાની બતાવતાં આવ્યાં છો તે કહેતાં હો તો પોથી ઉકેલું.

[ તકરાર ઉગ્ર થઇ જાય છે. કન્યા તરફથી સનમુખ સોગટી અને નાનુભાઈ ચીમડી અને વર તરફથી ડાહ્યાભાઈ ડુંગળી લગભગ હાથોહાથ આવી જાય છે. બધાં જ ઘાંટાઘાંટ કરી મૂકે છે. એ સાંભળીને ઝનુભાઈ તથા શિવુભાઈ દોડયા આવે છે.

**ઝનુભાઈ** : (પ્રચંડ અવાજે) શું છે શું ? શરમ નથી આવતી ?

**ડાહ્યાભાઈ** : ઝનુભાઈ સાહેબ, આપ અમારા ઉપર નાહકના તપી જાઓ છો. ક્યારના આ લોકો ફાવે તેમ બોલે છે અને છેવટે તો આપણાં ડાહીકાકીને પણ દેવાય તેટલી ગાળો દીધી.

**ઝનુભાઈ** : ઓ હો હો ! આપણી ડાહીકાકીને વહેવાઈએ ગાળો દીધી અને તે એમણે મૂગે મોંયે સાંભળી લીધી ! બહુ થયું ભાઈ, બહુ થયું. અને સનમુખ ! નાનુ ! શિવુભાઈને સાંના થઈને એમને સાંના જ લગન બગાડવા બેઠા છો ?

**સનમુખ** : પણ મુરબ્બી, શરૂઆત તો આમણે કરી.

**શિવશંકર** : ભાઈઓ, આપણી ખાનદાન કોમમાં આવું થાય—

**ઝનુભાઈ** : અરે નામ બાળોની એમની ખાનદાનીનું ! આટઆટલી ખાનદાની રોજ જોઈએ છીએ છતાં, શિવુભાઈ, તમને ખાનદાન કોમનો મોહ છૂટતો નથી તો !

**વેણીગવરી** : પણ ઝનુભાઈ, સામા પક્ષે એટલું તો સમજવું જોઇએ કે એમણે છોકરી આપી છે તે એમના હાથ નીચા.

**ઝનુભાઈ** : ઘરડાં પણ ન સમજે ત્યારે કહેવું કોને ? વેણીબહેન, છોકરા છોકરીનો વિચાર હવે છોડી દ્યો. એક પાંચ વરસ પછી વિપિન પરણ્યો હોત ને તો લગનને દહાડે કે લગન પછી જ તમને ખબર પડત કે ભાણો પરણવાનો છે કે પરણી ગયો !

**નરહરરામ** : સત્તર વાતની એક વાત કહી નાખી જો, મુરબ્બી ! અમારા હોપસાહેબ જી. ટી. એમ. હતા કેની – તે હોપસાહેબ આજ પ્રમાણે સરક્યુલર કાઢે. એમાં પછી કોઈની અપીલ હોય જ નહિ.

**સેવકલાલ** : હેં હેં હેં ! અમારે સગરામપરાનો જોશી તો જ્યારે ને ત્યારે એક જ વાત કહે કે ઝઘડાનું મૂળ જ બાળો !

**ઝનુભાઈ** : હવે આ બધી ડહાપણની વાતો સૂઝે છે ત્યારે આ ધીંગાણું થવા કેમ દીધું ? અને સનમુખ ! યાદ છે કે ચાર ચાર વરસ થયાં ઘરના ખીચડા ખાતા હતા તે આ છનમુખભાઈએ ઠેકાણે પાડ્યા ?

**મોંઘીભાભી** : ઝનુભાઈ, એ તો હોય. લગનમાં તો એમ જ ચાલે. રસોડાનાં ચાર વાસણ ભેગાં હોય તે ખખડે પણ ખરાં. પણ એથી હેતભાવ કાંઈ થોડાં ઓછાં થાય છે !

અલી કમળ, શાંતુ, સુશીલા – ક્યાં ગઈ બધીઓ ? ચલો, લાવો તો આઇસક્રીમ – આ ડાહીકાકી અને વેણીબહેને તો ખાસ ખાધું જ નથી.

કમળ : હા, અને પાછાં ડાહીકાકી તો એવડાં સગાં.

વેણીગવરી : મોંઘીભાભી, કહો કે નહિ કહો પણ ગરમીના દહાડામાં દુધ વાયડું પડે.

ડાહીકાકી : એ મોંઘીના કારભાર હોય ત્યાં ભૂલ હોય જ નહિ. લાવ બહેન લાવ, આપણે બધાં આમ ભેગાં મળીને ક્યારે આઇસક્રીમ ખાવાનાં હતાં જે.

સેવકલાલ : આપણે પેલા મગન દ્વાબડાને ત્યાંના લગનમાં મેં તૈયાર કરાવેલું તેને પણ આ આઇસક્રીમ તો આંટી જાય જો ! લાવ દીકરી, મને પણ આપ અને નરહરરામજીને પણ આપ. દીકરી, તું તો બહુ મોટી થઈ ગઈ, વારુ – ઓળખાય પણ નહિ !

નરહરરામ : હા રે, રાજા, છોકરી ને ઉકરડા વધતાં વાર નહિ લાગે, મહેરબાન !

સનમુખ : સાહેબો, વખત થવા આવ્યો છે – ગાડીનું કાંઈ કીધું કે ?

સેવકલાલ : હા સાલ્લું, એ તો મગજમાંથી ખસી જ ગયેલું.

હસમુખલાલ : સેવકલાલજી, તમારા મગજમાંથી ખસી જાય, પણ હું ભૂલું એમ નહોતું; પણ આ તો છનમુખભાઈ એમ કહેતા હતા કે વહુવર ચાલતું જ લઈ જઈશું, રાતના ગાડીનાં તોફાન શાં ?

**નરહરરામ** : હેં! ખરેખર? છનમુખભાઈ એમ બોલેલા? વારુ, એ પણ ઠીક; આ તો જાણે ડી. ટી. એસ. ઇન્સ્પેક્શન પર જાય એને સલૂન જ નહિ!

**વેણીગવરી** : આ તે લગન માંડીને બેઠાં છે કે ભવાઈ?

**હસમુખલાલ** : લગન છે કે ભવાઈ તે તો તમે મોટેરાંઓ જાણો. આ તો છનમુખભાઈ કહેતા હતા ને મેં સાંભળેલું. નહિ તો હું ગાડી ન લઈ આવત!

**સેવકલાલ** : પણ છનમુખભાઈ પરણેલા તે વખતે તો ચાર ઘોડાની ચોકડી આવી હતી. હું એમનો સસરો તે એટલું તો જાણું ને! મેં જ એની ગોઠવણ કરેલી. નરહરરામજી! તમને તો યાદ છે ને? પેલા **મોહન માટલીને** ત્યાંની જ મંગાવેલી.

**નરહરરામ** : અરે રાજા, મને યાદ નહિ હોય? ગાડી **મોહન માટલીની** અને ઘોડા **જાફરશેઠને** ત્યાંના. **જાફર શેઠને** ને અમારે તો ઘર જેવો ન્યાતો. રોજની રૂની ગાંસડી ચઢાવવાની હોય ને.

**ડાહ્યાભાઈ** : પણ સાહેબો, એ **મોહન માટલી** અને **જાફરશેઠ** બંને હવે તો ખલાસ થઈ ગયા છે.

**સેવકલાલ** : તે જાણે, હેં હેં હેં, એમના બાપનું આપણે દેવું કર્યું હોય ને! મંગાવવી જ હોય તો ગમે ત્યાંથી બીજી પચાસ ગાડી હાજર કરૂં.

**વેણીગવરી** : અરે એમાં મોટી વાત શી! છનમુખભાઈને તો લગન કરીને બહાર ગામ ચાલ્યા જવું છે, પણ આપણે તો અહિં રહેવાં છે અને નાક લઈને ફરવાં છે; તે કાંઈ ગાડી વગર વહુવર લઈ જવાવાનું હતું!

**હસમુખલાલ** : પણ સાહેબ, ત્યારે મંગાવી લ્યો ને.

**સેવકલાલ** : હા, મુરબ્બી, હા, એ જ કરીએ છીએ ને. પણ તમને બધાંને તો 'ચઢ ચૂલા ખાઉં' જેવું ફરવું છે તે કેમ ચાલે? અરે સનમુખ, સલાબતપરાવાળા કાસમશેઠની ગાડી કેવી? સૂરતમાં એની જોડી નહિ મળે જો. સાત વરસ પહેલાં, પેલા મગનલાલનો છોકરો પરણેલો ત્યારે મેં લાવી આપેલી – આખું સૂરત ગાંડું થઈ ગયેલું.

**સનમુખ** : સાહેબ, એ દહાડા ગયા. એમને ત્યાં હવે ઘોડા નથી.

**સેવકલાલ** : હેં! શું બોલે છે? ઘોડા નથી? પણ પેલા અબલખની જોડી હતી ને!

**સનમુખ** : હું સાચું કહું છું, મહેરબાન, એક વખત હતી – આજે નથી.

**સેવકલાલ** : કુછ ફીકર નહિ; એમ સેવકલાલ મુંઝાય તેમ નથી. ગાડી તો છે ને? ગાડી હોય તો ઘોડા તો ગમે ત્યાંથી મળશે.

**ડાહ્યાભાઈ** : પણ કોને ત્યાંથી?

**સેવકલાલ** : હંઅં, તે જો ને; નાનુભાઈ! રાંદેરમાં પેલા રજબઅલીશેઠને ત્યાં બે ફર્સ્ટક્લાસ ઘોડા છે – હેં, ના, એમને ત્યાં એક જ ઘોડો છે. પણ તે તો જાણે સમજ્યા; નાણાવટમાં છગન લાલાને ત્યાંથી બીજો ઘોડો લઈ અવાય. મારું નામ લ્યો તો અરધી રાતે એ લોકો ના નહિ પાડે.

**હસમુખલાલ** : પણ–પણ સલાબતપરાવાળા કાસમશેઠની ગાડી, રાંદેરમાંથી રજબઅલીશેઠને ત્યાંનો એક ઘોડો, નાણાવટ-

માંથી છગનલાલાને ત્યાંથી બીજો ઘોડો – હં અં, સમજ્યા; છતાં સામાનનું શું ?

**સેવકલાલ** : તમારા લોકોની પંચાતી જ એ છે ને! હાડકાં આખાં, નહિ તો બીજું શું ? પેલો **માંકો મદારી** પરણ્યો – સત્તાવીસ વરસની વાત – રાજા, તે વેળા **આત્મારામ ભૂખણને** ત્યાંથી હું સાડાત્રણ હજાર રૂપિયાનો સામાન જાતે લઈ આવ્યો હતો. પણ આ તો હવે બધા સુધારાવાળા થઈ ગયા એટલે ટાંટીઆ ઘસતા જ પરણવા જવાના ! નસીબમાં હોય તો વાપરે કેની. અરે, મને આગળથી કહ્યું હોત તો પેલા **અંબુ અક્કડની** ચાર ઘોડાની ચોકડી જ હાજર કરી દેત ને, અને ઉપર આપણો પેલો **કાસમ** હાંકનાર; પછી જોઈ લ્યો ઝપાટો !

**નરહરરામ** : પણ રાજા, એ **કાસમને** મરી ગયાને આજ પાંચ છ વરસ થયાં. તે વખતે હું સૂરતમાં જ ડી. એસ. એમ. માં.

**સેવકલાલ** : હા હા હા ! તે રાજા, જાણે હું જ નહિ જાણતો હોઉં ! આ તો વાતની વાત, રાજા !

[ એક મુસલમાન નોકર દાખલ થાય છે.

**સેવકલાલ** : ઓ હો હો ! લ્યો, આ **શકુર** જ આવ્યો ને; તમે બધા નાહકની બૂમો મારીને મને બધું ભૂલાવી દ્યો છો. આ પેલા **ચંપક ચકલી** ને ત્યાંનો ગાડીવાળો. એ આવડો હતો ત્યારનો હું એને ઓળખું. કેમ અલ્યા **શકુર** ! **ચંપકલાલજી** અહિં છે કે કુમ્મસ ?

**નોકર** : સાહેબ – સાહેબ, મારૂં નામ **શકુર** નથી – મારૂં નામ તો **મામદ** છે અને હું **ચંપકલાલ** શેઠને ત્યાં નોકર નથી પણ દમનલાલ શેઠને ત્યાં છું.

સેવકલાલ : હેં હેં હેં! તે હવે જાણે હું તારા શેઠ દમન દગડુને નહિ ઓળખું તેમ? ભરૂચમાંથી ડિસ્ટ્રિક્ટ માજીસ્ટ્રેટમાંથી રીટાયર થયેલા.

હસમુખલાલ : ના, મહેરબાન, ના; દમનલાલ તો જુવાન છે અને આપણા વિપિનભાઈ જોડે કોલેજમાં હતા.

નરહરરામ : હા હા, સેવકલાલજી, તમે ઓળખ્યો નહિ? પેલા છગન દેડકીનો એ છોકરો અને —

હસમુખલાલ : હવે માફ કરોની, મુરબ્બી, એ દમન-લાલના બાપનું નામ મનોરદાસ છે અને આ નોકર દમન-લાલની નાની બેબીને લેવા આવ્યો છે.

સેવકલાલ : એ તો હવે સમજ્યા! પણ ત્યારે હવે રાંદેર કોણ જાય છે, સલાબતપરે કોણ જાય છે અને નાણાવટમાં કોણ તપાસ કરે છે? એટલું તમે પતાવો એટલામાં સામાનની ગોઠવણ તો હું કરી નાખું છું.

ઝનુભાઈ : સેવકલાલજી, એ રાંદેર, સલાબતપરે કે નાણાવટમાં કોઈ જતું નથી ને કોઈને જવાની જરૂર નથી. વહુવર બેચાર દિવસ પછી કાઢવાનો વિચાર નથી પણ હમણાં જ લઈ જવું છે. વિપિન અને તનમન પગે ચાલતાં ચાલ્યાં જશે, સમજ્યા?

નરહરરામ : હા રે ઝનુભાઈ સાહેબ, ઘર આઘું પણ ક્યાં છે?

સેવકલાલ : ઉત્તમ વિચાર કીધો, રાજા; આજકાલનાં છોકરાંઓને તો પગે ચાલવાનો શોખ, જો!

[ બધાં ઊઠવાની તૈયારી કરે છે.

શિવશંકર : ઝનુભાઈ સાહેબ, વેણીબહેન, બોલ્યુંચાલ્યું માફ કરજો. ભૂલ તો ઘણી એ થઈ હશે પણ એ બધી તમે નભાવી લીધી એ તમારી ખાનદાની. (ગળગળા થઈ જાય છે.) ઝનુભાઈ, મારી તનમનને આજથી હું તમને બધાંને સોંપું છું.

ઝનુભાઈ : શિવુભાઈ–શિવુભાઈ, હિંમત રાખો. તમારી તનમન છનમુખભાઈને ત્યાં દુ:ખી થાય તો હું જવાબદાર; જરા ફીકર કરશો નહિ.

[ભારે ઘોંઘાટ મચી રહે છે. બધાં વિદાય લે છે. વિદાય લેતાં લેતાં વરરાજાના પક્ષની કેટલીક સ્ત્રીઓ ગાય છે.

"અમે ઇડરીઓ ગઢ જીત્યાં રે, આનંદ ભયો.
અમે આવ્યાં તે વહુવર લેવા રે, આનંદ ભયો.
લોક કહેતા છનમુખરામ જૂઠા રે, આનંદ ભયો.
એ તો દીકરો પરણાવીને ઊઠ્યા રે, આનંદ ભયો.
લોક કહેતા શિવશંકર સાચા રે, આનંદ ભયો.
એ તો દીકરી પરણાવીને નાઠા રે, આનંદ ભયો."

[છેલ્લી કડીઓ ગાતાં ગાતાં વરપક્ષનાં ચાલ્યાં જાય છે. કન્યા પક્ષની થોડીક સ્ત્રીઓ રડમસ અવાજે ગાય છે.

"માંડવે ફટક અજવાળાં કે દીવડી ક્યાં ગઈ રે,
આવ્યો ઉતો નગર ધૂતારો કે દીકરી ક્યાં ગઈ રે;
માંડવે ફટક અજવાળાં કે દીવડી ક્યાં ગઈ રે,
આવ્યો ઉતો કાયસ્થ મોહોલ્લાનો ચોર લાખેણી
લાડી લઈ ગયો રે."

પડદો પડે છે.

## દૃશ્ય : છઠ્ઠું

## મિલન

વિપિનનાં લગ્ન નિર્વિઘ્ને થઈ ગયાં છે. બે ત્રણ દિવસ બીજા કાર્યક્રમ થયા તે પછી વિપિનને ઘેર ગરબા રાખવામાં આવ્યા છે. તેજ રાતથી વિપિનનું પરિણીત જીવન શરૂ થવાનું હતું એટલે ગરબામાંથી દસેક મિનિટ જેટલો સમય પણ પોતાને પત્ની મળે એવી ગોઠવણ વિપિને પોતાની બહેન નિર્મળા જોડે કરેલી છે.

: સ્થળ :

વિપિનનું ઘર

: સમય :

રાતના સાડા દસ

## દૃશ્ય : છઠ્ઠું

### મિલન

[ વિપિન ચીઢવાયેલો પોતાના ખંડમાં બેસે છે; બેસીને કંટાળે છે એટલે ઊઠીને આંટા મારે છે. બહારથી ગરબાનો અવાજ આવ્યા કરે છે.

**વિપિન** : આ તે કાંઈ રીત છે! આજે ગરબા વગર શું અધૂરું લાગતું હતું? કોણ જાણે ક્યારે આ ગરબા પૂરા થશે અને પછી કાકા–કાકી અને નાના–નાનીનાં ટાયલાં વળી કોણ જાણે કેટલો વખત લેશે? બાપાજી ઘરમાં નથી અને બાનું બિચારીનું તો સાંભળે જ કોણ? પરણું હું અને મહાલવાનો લહાવો બીજાંને જોઈએ. લગન થઈ ગયાને ત્રણ દિવસ થયા પણ તનમન સાથે પૂરી ત્રણ મિનિટ પણ મેં વાત કરી નથી. પણ હા; આવી ગરીબડી છતાં પણ બા જો વચમાં ન હોત તો તો આ બધાં સગાંઓ હજી બીજા આઠ દિવસ અમને નિરાંત વળવા ન દેત. પણ નીમુ હજી કેમ આવી નહિ? ફિશિયારી તો બહુ મારતી હતી કે ગરબા ચાલતા હશે તે વખતે તનમનને હું પાંચ–દસ મિનિટ

પણ જરૂર અહિં લઈ આવીશ. પણ એ ક્યાં છે? ન બની શકે એવું હોય તો એણે આવીને મને ના તો કહેવી જોઈતી હતી! આમ મૂર્ખાની માફક ક્યાં સુધી હું અહિં એકલો બેસી રહું? પણ મને અત્યારે શી લાગણી થતી હશે તેનો એને વિચાર ક્યાંથી હોય? એ તો પરણીને બેઠી છે ને! ના ના, પણ નીમુ એમ ન કરે. એને લાગ નહિ મળ્યો હોય.

[ અંદરથી અવાજ : વિપિનભાઈ! વિપિનભાઈ! ઊંઘી ગયા? કે કવિતા લખવામાં પડયા છો?

**વિપિન** : કોણ? નિર્મળા? ત્યાંથી શું ઘાંટા પાડે છે, બેવકૂફ!

[ નિર્મળા હસતી હસતી દાખલ થાય છે.

**નિર્મળા** : હં અં, હું બેવકૂફ થઈ, ખરું ને? તમારું કામ કરી આપવું, પકડાયાં તો વડીલોની ગાળ ખાવી અને પાછો 'બેવકૂફ'નો ટાઇટલ મેળવવો! ચા આ આ લો, એ પણ કિસ્મતની કહાણી છે.

**વિપિન** : (બહેનના ખભા હલાવીને) તું ટાહ્યલાં જવા દેની, તારી આજ પંચાતી છે.

**નિર્મળા** : તો પછી મારી સાથે કામ શું કરવા પાડો છો?

**વિપિન** : અરે મોટી બહેન, મારી ભૂલ થઈ; બસ? પણ તું બોલની, બોલની, તેં શું કર્યું?

**નિર્મળા** : 'બોલની, બોલની'; પણ શું બોલું તે તો કહે; અને શું કર્યું? મેં ગરબા ગાયા.

**વિપિન** : (ઢીલો થઈને) દરેક બાબતમાં અને દરેક વખત

તારી મશ્કરી જ પૂરી થતી નથી. બીજી વાત ન કરવી હોય તો માફ કર, જા અહિંથી.

નિર્મળા : એમ, ચાલી જાઉં ? ત્યારે તનમનભાભીને અત્યારે મળવું નથી ? ઑલ રાઇટ, આ ચાલ્યાં.

[ નિર્મળા જવાનો ડૉળ કરે છે.

વિપિન : (એને પકડીને) તું તે માણુસ છે કે કોણ ? વાત સીધી કરને—એ—એ—તનમન આવી છે ?

નિર્મળા : એ—એ—તનમન આવી છે. એ જો ન આવી હોત તો હું તારી સાથે આ લમણાઝીક કરવા આવત શું કરવા ? એ પણે ઊભાં—માન માગે છે.

[ નિર્મળા અંદર જઈને તનમનનો હાથ પકડીને ખેંચી લાવે છે.

નિર્મળા : લો મારા મુરબ્બી વિપિનભાઈ, આ તમારાં તનમન, પણ જો જો હોં; પાંચ—સાત મિનિટથી વધારે વખત થયો તો ત્રણે જણનો ભોરફૂટો વળી જશે. સમજ્યા કે મારા વિપિનભાઈ! સમજ્યાં કે મારાં તનમનભાભી !

[ નિર્મળા જાય છે. વિપિન અને તનમન થોડી વાર મૌન સેવે છે.

વિપિન : અંઅ—તનમન, કેમ બોલતાં—બોલતી નથી ?

તનમન : શું બોલું ?

વિપિન : તારી તબિયત કેમ છે ?

તનમન : સારી છે, પણ મારી તબિયતને શું થયું હતું ?

વિપિન : ના ના, કશું થયું નહોતું—પણ—પણ આ તો, હેં હેં હેં ! લગનને દિવસે તું ગાડીમાં રડી પડી હતી, ખરું ને ?

**તનમન** : હા, રડેલી તો ખરી. બાપાજીને એકલા મૂકીને આવવું પડે એટલે રડવું તો આવે જ ને; અને પાછું અજાણ્યા લોકોમાં આવવાનું.

**વિપિન** : હું અજાણ્યો ? એમ શું બોલે છે ? તને વાંચવાનો શોખ છે ?

**તનમન** : હા; પણ છાપેલું – લખેલું નહિ.

**વિપિન** : હેં ! લખેલું નહિ ? ત્યારે – ત્યારે તો હું કાગળો લખું તે તને વાંચવા નહિ ગમે ? તું વાંચશે નહિ ?

**તનમન** : નહિ કેમ વાંચું ! વાંચીશ અને વાંચવા ગમશે પણ ખરા; પણ લાંબા હોય તો તો ખરેખર કંટાળો જ આવે.

**વિપિન** : તને ત્યારે ખબર જ લાગતી નથી; કેટલાંક તો સાઠ સાઠ પાનાના કાગળો લખે છે.

**તનમન** : તો તેવીને પરણવું'તું.

**વિપિન** : જરા જરામાં તું ખોટું શું લગાડે છે ! આ તો અમસ્થી વાત છે. તેં લાંબામાં લાંબો કાગળ કેવડો લખેલો ?

**તનમન** : એક વખત મારી બહેનપણીને બે પાનાનો લખેલો. પણ તેમાં તો મારે પરીક્ષાના માર્ક જણાવવાના હતા એટલે એટલું પણ લંબાણ થયું.

**વિપિન** : તનમન, નિર્મળાના લગનમાં ન્યાત જમેલી તે તને યાદ છે ?

**તનમન** : એવું કાંઈ ભૂલી જવાય છે ?

**વિપિન** : તે વખતે તેં રતાળુ રંગની ઝીણી રેશમી સાડી પહેરી'તી, ખરું કેની ?

**તનમન** : તે તો હવે બરાબર યાદ નથી; પણ – પણ –

**વિપિન** : પણ શું ? બોલ ને, શું ?

**તનમન** : તમને – જવા દો ને; તમને માઠું લાગશે.

**વિપિન** : તારા કહેવાથી મને જરા પણ માઠું નહિ લાગે; કહેને.

**તનમન** : તમને ગાયે માથું મારીને ગબડાવી પાડેલા તે બરાબર યાદ આવે છે. રડું રડું થઈ ગયેલું તમારું મોં હું હજી જોઈ શકું છું.

**વિપિન** : તમને બધાંને હસવાનું લાગે પણ એ તો મોટી ઘાત ગઈ.

**તનમન** : એમાં ઘાત શેની ને વાત શેની ! અને એ ગાય પણ ક્યાં હતી ? એ તો નાની વાછરડી હતી, પણ હશે. (હસીને) આપણે ક્યાં લડવું'તું ? પછી મેં તમારી પાસે પાપડ માગેલા અને તે તમે છોલાયેલાં ઘૂંટણે પણ દોડીને લઈ આવેલા, તે પણ મને યાદ છે.

**વિપિન** : વચમાં ચાર ચાર છોકરીઓ સાથે મારો વિવાહ થવાનો હતો તે ઘોટાળાની તને ખબર છે ?

**તનમન** : તે ઘોટાળાની વાત તો આખી ન્યાત જાણતી'તી. કોઈ 'વિપિનભાઈની ચોકરી' કહેતું તો કોઈ—

**વિપિન** : કેમ અટકી ગઈ ?

**તનમન** : ના ના, કહેવાય એવું નથી.

**વિપિન** : એમાં શું કહેવા જેવું નથી? તું શું કહેવા જતી હતી તે લે ને, હું કહું: મારું નામ 'ચાર ચિતાના વરરાજા' પડી ગયેલું.

**તનમન** : હા હા, એમ હતું તો ખરું. એ ગમે તે હો પણ મને તો પેલી ન્યાતના વખતથી જ એમ લાગેલું કે આપણે બે પરણવાનાં.

**વિપિન** : હેં! ખરેખર?

**તનમન** : અને કહું? અમે બહેનપણીઓ અંદર અંદર વાતો કરતાં ત્યારે પણ જાણે કેમ આપણું નક્કી જ હોય એમ જ વાતો કરતાં.

**વિપિન** : જા જા, એમ તે હોય?

**તનમન** : હા હા, જરા જૂઠું બોલતી નથી. અને–અને મારી સંસ્કૃતની ટેકસ્ટમાં તમને બતાવીશ પણ ખરી કે પચીસ–ત્રીસ પાના ઉપર 'વિ' અને 'ત' એમ અક્ષરો પણ મેં લખેલા.

**વિપિન** : (ઊર્મિવશ થઈને) તનમન, ખરેખર, તનમન, તું મને–હું તને એટલો ગમું છું?

**તનમન** : તે વિના મેં બાપાજી પાસે બે ત્રણ માગાંની ના પડાવી હશે!

**વિપિન** : તનમન, તું તો ખરેખર અદભૂત છે.

**તનમન** : હા રે, હમણાં તો અદભૂત લાગીશ અને બધું

ય લાગીશ. પછી તો મારા ઉપર હુકમ બજાવતા થઈ જશો: આ લાવ, ફલાણું લાવ, ઢીંકણું લાવ.

**વિપિન** : નહિ નહિ, એમ કોઈ દિવસ બનશે જ નહિ. હા, તું મને હુકમ કરશે ખરી. ન્યાતમાં પાપડ મંગાવીને શરુઆત તો તેં કરી પણ દીધી છે.

**તનમન** : હુકમ નહિ કરો તો આવાં મહેણાં તો મારશો.

**વિપિન** : તે તો હવે જોઈશું. પણ તનમન, તું મુંબઈ ક્યારે આવશે ?

**તનમન** : તે હું કેમ જાણું ? તમે ઘર રાખશો ત્યારે કેની.

**વિપિન** : જેમ બને તેમ જલદીથી રાખી લઈશ.

[ અંદરથી બહેનનો અવાજ આવે છે: "**વિપિન** ! **વિપિનભાઈ** !" **વિપિન** પાસે જઈ **તનમન**ના હાથ પકડે છે.

**વિપિન** : તનમન, તનમન, તું મને હમણાં ચાહે છે એટલી જ હમેશ ચાહ્યા કરશે ? હેં, જવાબ દેની, તનમન !

**તનમન** : હા હા, એથી પણ વધારે; પણ હાથ છોડોને; હમણાં **નીમુ**બહેન અંદર આવશે.

[ **નિર્મળા** અંદર ધસી આવે છે અને ખડખડાટ હસે છે.

**નિર્મળા** : તમારો બંનેનો વિચાર શો છે ? ત્યાં તો બૂમાબૂમ થઈ રહી છે. અને જુઓ ભાભી, તનમનભાભી, અલી,

સાંભળની, બહેરી થઈ ગઈ છે? પેલાં બુઢ્ઢાંઓ મારા અને તારા બાર વગાડી દેશે; હા, જુઓ, બાને માટે હિંગાષ્ટકની ટીકડી લેવા તમે માળ પર આવેલાં, સમજ્યાં? લ્યો આ ટીકડી, જઈને બાને આપજો – બધાં જુએ તેમ.

વિપિન : પણ – પણ નીમુ —

નિર્મળા : હવે બેસની ડાહ્યો થતો. ખાસડાંના વરસાદ તૂટી પડશે તે વખતે સામા થવાની હિંમત તો રહેશે નહિ અને 'પણ – પણ' શું કર્યા કરે છે? ચાલ, તું પણ ચાલ – ગરબા ગવાય છે ત્યાં ગમે ત્યાં આઘો ગોઠવાઈ જજે. અને, ભાભી, યાદ રહ્યું કે? બાને ટીકડી આપવાનું ભૂલતાં નહિ.

[ નિર્મળા બંનેને અંદર ખેંચી જાય છે.

પડદો પડે છે.

# દૃશ્ય : સાતમું

## પૂર્ણાહુતિ

ગરબા લગભગ પૂરા થઈ ગયા છે. છેલ્લો એક ગરબો ગાવાનું મોટેરાં કહે છે. એટલામાં મોટેરાંની ચાલાક નજર નિર્મળા અને તનમનની ગેરહાજરી પકડે છે બંને આવે છે. ગરબો ગવાય છે. યુવતીઓના ગયા પછી મોટેરાં માણેલા ઉત્સવને ફરી વાર વાર્તાલાપમાં માણી લે છે. તેઓ પણ જાય છે. માંગલિક પ્રસંગની પૂર્ણાહુતિની પ્રક્રિયાને લઈને સહજ ઉદ્‌ભવતી અસ્પષ્ટ ગ્લાનિ મા, પુત્રી, પુત્ર અને પુત્ર-વધૂને છાવરી લે છે. એ ગ્લાનિ દૂર કરવાના યત્નો નિષ્ફળ જતાં બહેન ભાભીને લઈ જાય છે. મા હૈયાંની વેદના અચકાતી જીભે પુત્રને કહે છે. મા–પુત્ર–ઉભયના આત્મા ક્ષણભર એક થઈ જાય છે.

: સ્થળ :

વિપિનનું ઘર

: સમય :

રાતના અગીઆર

## દશ્ય : સાતમું

### પૂર્ણાહુતિ

[ મંગળા, પ્રેમકોર, વેણીગવરી, ઝનુભાઈ, નરહરરામ, સેવકલાલ વગેરે આમથી તેમ ગોઠવાયેલાં છે. પાન સોપારી ખવાઈ રહ્યાં છે. વચમાં વૃધ્ધો તંબાકુની માગણી પણ કરી રહ્યાં છે. આઠેક યુવતીઓ ગરબા ગાઈ ગાઈને થાકી ગયેલી અને રુમાલથી અને સાડીના છેડાથી પરસેવો લૂછતી ફરે છે, ઘડીકમાં વિંગમાં જાય છે, ઘડીકમાં પાછી આવે છે; અંદર અદર ગુસપુસ કરતી હા હા ઠી ઠી પણ કરે છે.

વેણીગવરી : અલીઓ ! આટલામાં થાકી પણ ગઈ?

પ્રેમકોર : એ વાત જ જવાદ્યોની; આપણા વખતમાં તો ગરબા મંડાયા એટલે સવારે પ્રભાતીયાં ગાઈને જ છૂટાં પડતાં.

ઝનુભાઈ : તે વખતે તો, પ્રેમકોર, ઘી અને દૂધ ઉપર

મારો ચાલતો અને હવે તો ચાહ, કૉફી અને આઇસક્રીમ ઉપર જીવવાનું.

**નરહરરામ** : હારે રાજા, બરાબર કહી. અમારા જોનસન સાહેબની મડમને બારે દા'ડા આઇસક્રીમ જોઈએ. સલૂનમાં પણ આઇસક્રીમનો સંચો હાજર જ હોય.

**વેણીગવરી** : પૂર્ણિમા ! મેના ! બીજાં ન ગવડાવતાં હોય તો તમે એક ગવડાવી નાખો.

**મંગળા** : છેલ્લાં પાંચ છ દિવસ થયાં એક સરખા ગરબા ચાલે છે. ગાનાર ને ગવડાવનાર એકના એક એટલે થાકી ન જાય તો બીજું શું થાય ? બાકી આમાંથી કોઈ માન માગે તેમ નથી.

**પ્રેમકોર** : મંગળા, તને જરા કહીએ છીએ એટલે ખોટું લાગી જાય છે પણ નાનાનું ઉપરાણું લઈને મોટાં ને તોડી પાડવાં એ ઠીક નહિ. પૂર્ણિમા ! સવારો સવાર ગરબા ગાતાં તો મેં તને હજાર વખત જોઈ છે અને આજે એક ગરબાને માટે આટલાં માન માગે છે ! તું, મેના, સુશીલા, તમારામાંથી કોઈ એક ગરબો ગવડાવી નાખો કે મોટાંનો બોલ રહે.

**વેણીગવરી** : અરે એ તો નાચવું નહિ તેનું આંગણું વાંકું, બાકી – બે પાંચ ગરબા ગવાય તેમાં થાકી શાનાં જવાય ?

**પ્રેમકોર** : પણ વેણીબહેન, આપણાંનાં જ ક્યાં ઠેકાણાં છે તે બીજાં ને કહીએ !

**વેણીગવરી** : હા આ, એ પણ ખરું. તનમન ક્યાં છે ? નીમુ ક્યાં છે ?

**પ્રેમકોર : નીમુને તો મેં હમણા જોઇ’તી પણ તનમન–તો તમે જાણો છો ને! બીજે ક્યાં જવાની હતી?**

મંગળા : નાઅ રે, બંને હમણાં તો આહિં હતી; જાય ક્યાં!

**વેણીગવરી** : સાંભળ્યું, પ્રેમકોર! તનમનનું કેવું તણાય છે તે! મંગળા, તારી સાઠ વરસની મા મૂરખી નથી કે એમ સાચું માની જાય. તું બોલી ત્યારે મારે કહેવું પડે છેઃ ગામમાં જ્યાં ગરબા હોય ત્યાં વિપુભાઈ જાય અને આજે ઘેર ગરબા છે ત્યારે ફરક્યો છે પણ ખરો! એની પૂંઠે પેલી ગઈ હશે.

પ્રેમકોર : હી હી હી! અગાડીની સંતલસ હશે.

મંગળા : ના ના, એમ નથી. વિપિનભાઈ હમણાં તો આહિં હતો.

**વેણીગવરી** : ડાહી ના થા ડાહી. છોકરો અને વહુ માથા ઉપર છાણાં થાપશે ત્યારે બધી યે ખબર પડશે.

ઝનુભાઈ : વેણીબહેન, આ તમે ને પ્રેમકોર ઘેર સાસુ-પણું કરી કરીને પરવારી રહ્યાં કે પારકે ઘેર કરવા નીકળ્યાં છો? જેમ જમાનો ફેરવાતો જાય તેમ આપણે પણ ફેરવાવું જોઈએ.

સેવકલાલ : સાચી કહી મહેરબાન, જમાના જમાનાની તાસીર જુદી. પહેલાં જોશીઓને પૂછ્યા વગર પાણી પણ કોઈ પીતું નહોતું અને અત્યારે તો લગનમાં પણ કોણ એમનો ભાવ પૂછે છે?

**નરહરરામ** : રેલ્વેમાં પણ હવે ક્યાં અસલ જેવું છે? પહેલાં તો ગમે તેટલી ભૂલ થાય તો કાંઈ નહિ. ચોરી કરતાં પકડાઇએ તો બે બાટલી એ. ટી. એસ. ને ઝાંસી કે ફૈસલો! અને હવે તો બે પૈસાની લાંચ ખાવાનું પૂરવાર થયું કે સસપેન્ડ જ થવાનો. એ જમાનો ક્યાં, રાજા!

**વેણીગવરી** : (ઘાંટા પાડીને) અલી **નીમુ** – **નિર્મળા**, **તનમન**! તમે બે ગઈઓ ક્યાં?

[ આગળ **નિર્મળા** હસતી અને પાછળ **તનમન** ગભરાતી ગભરાતી આવે છે. થોડીવારે **વિપિન** પણ ધીમે રહીને આવીને એક ખુણામાં ગોઠવાઈ જાય છે.

**નિર્મળા** : (ચાળા પાડતી) અલી **નીમુ** – **તનમન**! તમે બે ગઈઓ ક્યાં? તે અમે બંને આ રહ્યાં – કોઈ ઠેકાણે ભાગી નહોતાં ગયાં. હું મારો રુમાલ લેવા ગઈ'તી અને આ **તનમન** ભાભી બાને માટે હિંગાષ્ટકની ગોળી લેવા ગયાં'તાં. **તનમનભાભી**! લેવા ગયાં'તાં તે હાથમાં ઝાલીને દૂર ઊભાં શાનાં રહ્યા છો! બાને આપોને.

[ **તનમન** શરમાતી, ગભરાતી **મંગળા**ના હાથમાં ગોળી મૂકે છે.

**નિર્મળા** : કે–એમ, હવે બધાંને સંતોષ થયો?

**વેણીગવરી** : છોકરી, સોલીસીટરને ત્યાં પરણી એમાં આ ફાલ્યું ફાલ્યું બોલે છે કે?

**મંગળા** : મા હવે ક્યાં સુધી આમ ચલાવવું છે? એ વાત હવે પૂરી થઈ. **નીમુ**, તું અને **તનમન** છેલ્લો ગરબો ગવડાવી લ્યો.

[ "કોણ ગવડાવે? શું ગવડાવે?" વગેરેની માંહોમાંહ્ય ચર્ચા થયા બાદ ગરબો ગવાય છે.

કોઈને કહેશો નહિ, કોઈને કહેશો નહિ, કોઈને કહેશો નહિ.
દાઝેલાં દિલડાંની દર્દભરી વાતડી.
ચંદ્રમા વિનાની જાણે ઝૂરંતી રાતડી;
કોઈને કહેશો નહિ, કોઈને કહેશો નહિ, કોઈને કહેશો નહિ.

કોઈને દેશો નહિ, કોઈને દેશો નહિ, કોઈને દેશો નહિ.
ઉરના અણબોલ ભાવ ઉરમાં શમાવવા,
હૈયાંનાં દાન હૃદયહીનને શું આપવાં?
કોઈને દેશો નહિ, કોઈને દેશો નહિ, કોઈને દેશો નહિ.

એવું કાંઈ લેશો નહિ, એવું કાંઈ લેશો નહિ, એવું કાંઈ લેશો નહિ.
વિશ્વપટે છોને કૈંક વાદળી વરસી જતી,
એહતણાં સિંચને ન ઉરધરતી ભીંજતી;
એવું કાંઈ લેશો નહિ, એવું કાંઈ લેશો નહિ, એવું કાંઈ લેશો નહિ.

[ ગરબો પૂરો થાય છે. સાંભળનારાં વાહવાહ કરે છે. બધી યુવતીઓ જાય છે. એમને વળાવવા નિર્મળા અને તનમન પણ જાય છે. વિપિન ખુણામાં બેઠો હોય છે તે સહેજ આગળ આવે છે.

**નરહરરામ** : આ આ આ લો, બધું નિર્વિઘ્ને પતી ગયું. બધાંને ગરબાનું મન રહી જતું હતું તે પણ પાર ઉતરી ગયું. મારા મનમાં તો એવું થયા કરતું હતું કે આ સંઘ કાશીએ ક્યારે અને કેવી રીતે પહોંચશે!

**સેવકલાલ** : અરે મુરબ્બી, શી વાત કરો છો? મને તો પહેલેથી જ ખાતરી હતી કે જરા જેટલું પણ વિઘ્ન આવવાનું નથી. કમમાં કમ પાંતરીસ જોશીઓને હું મળ્યો હોઈશ.

**વેણીગવરી** : તમારા જોશીઓનું તો જાણે સમજ્યાં; પણ આપણો સથવારો જ એવો કે તાળી પાડી કે પોણોસો માણસ હાજર. પછી પંચાતી પડે શાની?

**ઝનુભાઈ** : વેણીબહેન, એ પોણોસો માણસ હાજર થાય જમવા માટે–કામ કરવા માટે નહિ, સમજ્યાં? ઝનુભાઈએ તો આવાં કાંઈ કેટલાં કામ માથે લીધાં અને પાર ઉતાર્યાં. આ તમારી મંગળા પરણી તે જ વખતનો દાખલો લ્યોને: મંગળાના સસરા દલસુખરામજીએ આખો કારભાર મને જ સોંપી દીધેલો. લગનના બે મહિના પહેલાં દલસુખરામજીએ મને બોલાવ્યો અને કહ્યું: 'બચ્ચા ઝનુ! હવે મારી ઉંમર થઈ એટલે છનમુખનાં લગન ઉકેલવાનું કામ તારે માથે.' ખલાસ, પછી જોઈ લ્યો ઝનુભાઈનો ઝપાટો!

**સેવકલાલ** : અમે એમ કરવા ગયા એમાં ઘીસ ખાઈ ગયા. મારાથી એકલે હાથે પહોંચાય નહિ એમ ધારીને મેં કારભાર બધો ડાહ્યા ડુંગળીને સોંપ્યો અને બધો ઘોટાળો થઈ ગયો.

**નરહરરામ** : ડાહ્યાભાઈ કામ કરવામાં જાય તેવો નથી. તમારે ત્યાં કોણ જાણે શાથી એમ થયું હશે!

**ઝનુભાઈ** : એમાં મોટી વાત શી છે! હું કહું: ડાહ્યાભાઈ પણ મારા જેવી જલદ પ્રકૃતિનો આદમી અને હાથનો છૂટો. મારું ન લગાડતાં, વેણીબહેન, પણ બે પાઈ ખરચવાની હોય

ત્યાં ડાહ્યાભાઈને તમારે ત્યાંના ચાર જણની રજા લેવી પડે! એમ કાંઈ લગન ઉકેલાય?

નરહરરામ : સત્તર આના ને બે પાઈ. એમ જ છે, રાજા! રેલ્વેમાં પણ બીજું શું થાય છે? એ. ટી. એસ. નો ચાર્જ આપવો તો પૂરો આપવો. એકટીંગ એ. ટી. એસ. ને ગણે કોણ અને એનું માને કોણ? બે આને ગાલ્લી વેંગણની પેઠે લાઈન પર રવડતો ફરે!

પ્રેમકોર : એ ગમે તે હો પણ આવાં સારાં લગન મેં તો મારી જીંદગીમાં જોયેલાં નહિ. ન્યાતમાં ખાવું પણ કેટલું ઉપડેલું! વહેવાઇને ત્યાંનાને કઢી તો એટલી ભાવેલી કે ફરીથી લેવા માણસ મોકલેલું.

મંગળા : માહ્યરાંમાં વિપિન લાગતો'તો સારો, નહિ?

વેણીગવરી : હવે એમાં બ્હીતાં બ્હીતાં શું બોલે છે? માહ્યરાંમાં બેઠો'તો ત્યારે તો જાણે કામદેવનો અવતાર લાગતો'તો, કેમ, ઝનુભાઈ?

ઝનુભાઈ : એ જોડું જ સરસ બની ગયું કેની; તનમન પણ ક્યાં કમ લાગતી'તી!

સેવકલાલ : હારે રાજા, જાણે આરસની પૂતળી.

વેણીગવરી : આરસની પૂતળી – બૂતળી તો હવે સમજ્યાં; પણ ઠીક લાગતી'તી.

ઝનુભાઈ : વરઘોડાનો દમ પણ ક્યાં કમ લાગતો હતો?

સેવકલાલ : ભલભલા પચાસ – પચાસ સાંબેલાના વરઘોડા એની આગળ પાણી ભરે, મહેરબાન, પાણી ભરે.

નરહરરામ : કેમ ન ભરે? ચુનીભાઈ શેઠનો રૂપિઆ બે હજારનો તો ઘોડાનો સાજ હતો. મેં જ ઝનુભાઈ સાહેબને એ મંગાવવાનું યાદ દેવડાવેલું.

પ્રેમકોર : અને બીજાંને ત્યાંના લગનમાં વહેવાઈઓ કેવા કાછીઆની માફક લડે છે એમાંનું પણ આપણે ત્યાં નામ નહિ!

સેવકલાલ : ખાનદાને ખાનદાન વહેવાઈ મળે પછી તકરાર થાય જ ક્યાંથી?

વેણીગવરી : વહુને ત્યાંની ખાનદાની તો આપણે જોઈ લીધી! ખરી ખાનદાની તો આપણી કે એ લોકોએ ગમે તેવી સતામણી કરી અને પાછાં છોકરીવાળાં છતાં આપણાં મોંમાંથી આપણે એક કડવો સુખન કાઢ્યો નથી.

પ્રેમકોર : બાકી વહુને ત્યાંનાએ રીત આપી તેના ઢંગથી તો બા, તોબા! એકેએક વાની ખરાબ! મેં તો કોળીઓ દાળભાત ખાધેલાં.

સેવકલાલ : પ્રેમકોર! પ્રેમકોર! એ તું શી વાત કરે છે? ત્યાં તેં મેથીની ભાજીનાં ભજીયાં ખાધેલાં જ નહિ? મારા મોંમાં તો હજી સ્વાદ રહી ગયો છે.

પ્રેમકોર : હં અં-હા આ, ભજીયાં તો સારાં હતાં અને મેં ખાધેલાં પણ ખરાં.

ઝનુભાઈ : તું ય ખરી છે, પ્રેમકોર; તે દા'ડાની સણંગ વાલની દાળ તો કાંઈ ઓહો થયેલી. તેં ચાખેલી જ નહિ?

પ્રેમકોર : વાલની દાળ તો ખરેખર સારી હતી.

વેણીગવરી : ભજીયાં અને વાલની દાળ તો જાણે ઠીક

ઠીક હતાં પણ એમને ત્યાંના જેવો મઠો તો મેં જવલ્લે જ ખાધે હશે – ખોટું નહિ બોલાય.

**પ્રેમકોર :** વેણીબહેન, તે તમારી વાત સાચી. મેં તો દડીયેદડીયા મઠો પીધેલો.

ઝનુભાઈ : લગનમાં કોઈ જાતની મણા નહોતી પણ – પણ નાચ – મુજરા વગર મને તો ઓછું ઓછું લાગ્યું. ઈદનને કહેવડાવું એટલી વાર હતી; પણ છીનમુખભાઈ માને એમ નહોતા. એમણે તો કહેલું કે કાંઈ કરવું જ હોય તો હરિકથા કરાવો! એટલે આપણે તો એ વાત જ ગળી ગયા.

**સેવકલાલ :** ઈદનનો જોટો મળવો મૂશ્કિલ છે, મહેરબાન.

**ઝનુભાઈ :** હા હા હા! સેવકલાલજી, તમે તમારા જોશીઓને જ પકડી રાખો અને ગાયનમાં માથું ન મારો તો સારૂં. વેણીબહેન, યાદ છે? એ વાતને તો વરસો થઈ ગયાં. આ જ ખંડમાં દલસુખરામજીએ ઉત્તમ – ઝગમગનો મુજરો કરાવેલો અને સાજીંદામાં હિંમત અને સુરિયો! એને આજ જમાના થઈ ગયા પણ મારી આંખ આગળથી એનો ચિતાર ખસતો નથી.

**વેણીગરી :** એવું કાંઈ ભૂલાય છે, ભાઈ! આ જાળી પાછળ અમે બધાં હતાં.

**નરહરરામ :** સાપ ગયા અને લીસોટા રહી ગયા. રેલ્વેના ટાઈમટેબલનું જ જુઓને: આપણા જમનાદાસ ભાઉસાહેબે રેલ્વેનું ટાઈમટેબલ ઘડેલું એને જમાનો એક થઈ ગયો પણ આજે ય કોઈ એવો માનો જણ્યો પૂત નીકળતો નથી જે એને ફેરવી શકે.

**સેવકલાલ :** ગમે તે કહો, સાહેબ, પણ દુનિયા એ

પંખીના મેળા જેવી છે. બધાં ભેગાં મળીએ છીએ અને પાછાં છૂટાં પડી જઈએ છીએ.

**ઝનુભાઈ** : તમે ઠીક યાદ દેવડાવ્યું. આપણી વાતને તો છેડો જ આવવાનો નથી. આ મંગળા અને વિપિન પણ ક્યારનાં બેઠાં બેઠાં કોપરાં જોખે છે. ચલો, હવે જઈએ.

**નરહરરામ** : હાજી, વાતમાં વખત જણાય છે પણ ખરો ! બારણે બાર વાગવા આવ્યા.

**ઝનુભાઈ** : મંગળા, ચાલો જઈએ છીએ, હંઅં; કાંઈ કામ નીકળે તો કહેજે. દા'ડામાં એકાદ આંટો તો જાણે મારો અહીં થવાનો જ.

[ઝનુભાઈ, સેવકલાલ, વેણીગવરી, નરહરરામ, પ્રેમકોર હો હો કરતાં જાય છે. નિર્મળા અને તનમન દાખલ થાય છે. થોડીવાર બધાં મૌન સેવે છે અને એકેકના સામે જોયા કરે છે.

**નિર્મળા** : બા, આખરે બધાં ગયાં ખરાં ! મને તો એમ લાગતું હતું કે સવાર સુધી એ ખસવાનાં જ નથી.

**વિપિન** : એમ ને એમ તો એ ક્યાં જવાનાં હતાં ! આ તો ઝનુભાઈએ ઊઠાડ્યાં.

**મંગળા** : મેં તો આજના ગરબાની પણ ના પાડેલી, કેમ તનમન ? પણ લગનમાં એક પણ ચીજ રહી જાય તે એ લોકોથી કેમ ખમાય !

**તનમન** : બા, પેલી વાત કહોને.

**વિપિન** : કઈ વાત ?

મંગળા : અરે નારે, કાંઈ કહેવા જેવું નથી.

તનમન : બા, મને ખબર નહિ કે તમારે ખાનગી રાખવી હતી.

મંગળા : તનમન, આટલામાં રડું રડું શું થઈ ગઈ ? આ બેથી વળી ખાનગી શું હોય ? આ નીમુ જેવી જરા કઠણ કાળજાની થા તો દુનિયામાં રહેવાશે.

નિર્મળા : સાચું છે, તનમનભાભી, બાના જેવાં પોચાં રહીએ તો બધાં ટપલો મારી જાય. પણ બા, પેલી વાત શી ?

મંગળા : કોઈ મને 'પેલી વાત કહો' એમ કહે તો પછી મારાથી વાત નહિ કહેવાય. તનમન, તું જ કહે.

તનમન : બા પણ એવાં છે ! એ તો એમ થયું કે ગઈ કાલે, લગનમાં ખપેલાં ઘી – તેલનો આંકડો લઈને ઘાંચી આવેલો. ઘીના જેટલા પૅક ડબ્બા હતા તે એને પાછા આપ્યા પણ બે ભરેલા ડબ્બા જ કોઈએ ફોડી નાખેલા.

નિર્મળા : ભાભી, તમે વારતા લખવાનું શરૂ કરો – સારી લખી શકશો.

વિપિન : એને સરખી રીતે વાત કહેવા દેને.

નિર્મળા : ઓ બાપરે ! તે મેં એને ક્યારે ના કહી ? આ તો જરા મશ્કરી.

મંગળા : જરા તનમનને અહિં હળી જવા દઈએ પછી મશ્કરી કરીએ.

નિર્મળા : ઓત્તારીની ! તે પછી એ સાંભળે પણ ખરી

કે ? પગમાંથી સ્લિપર જ કાઢેને. પણ ભાભી, તમે તમારું પુરાણ આગળ ચલાવો.

**તનમન** : હું તો ભૂલી યે ગઈ—હંઅં—તે ફોડેલા ડબ્બા ઘાંચીએ લેવાની ના કહી. પ્રેમકોરકાકી અને મોટાંબાએ તરત કહ્યું કે ઘી ક્યાં બગડી જવાનું છે ! ઘરમાં ચાલશે. બધાં વગેસગે થઈ ગયાં એટલે પાછળથી એક ડબ્બો મોટાંબાને ત્યાં અને એક ડબ્બો પ્રેમકોરકાકીને ત્યાં ! બપોરે બધાં ઉંઘમાં પડેલાં ત્યારે એ ઊંચકાયા. હું અકસ્માતથી નીચે ગયેલી તે મેં જોયું.

**મંગળા** : અરે, તનમન તો દોડતી ઉપર આવી અને મને ઉંઘમાંથી જગાડીને કઠેરામાંથી બતાવ્યું. એમને કશું કહેવાની આપણામાં તો હિંમત નહિ એટલે આજે સવારે મેં તો ઝીનુભાઈને ખાનગીમાં કહ્યું.

**વિપિન** : એમણે તો કહ્યું હશે કે બળવા દોને, નવ્વાણું ત્યાં ભર્યા સો.

**મંગળા** : હા, એમ જ; કે લગનમાં જાણે બે ડબ્બા વધારે ઘી વપરાયેલું.

**વિપિન** : બા, મને તો એમ લાગે છે કે માત્ર બે વખત જમવાના ઉપર આટલાં વહીતરાં કરે પણ કોણ ?

**નિર્મળા** : આપણે ઘેર તો હજી ઠીક છે કે માણસો ભેગાં થઈ જાય છે; ઘણે ઠેકાણે હવે તો કોઈ કામ કરનાર જ મળતું નથી.

**વિપિન** : અને થોડાં વરસમાં તો લગનમાં ગાર્ડનપાર્ટી જ રહેશે.

**તનમન :** બીજે ઠેકાણે થાય તો કહેવાય નહિ; બાકી સૂરતમાં તો પચાસ વરસે પણ ધારા બદલાય એવું લાગતું નથી.

**મંગળા :** કેમ તનમન, તારાં લગન વખતની આઇસક્રીમની મારામારી સાંભરી કે શું?

**તનમન :** બા, એ મારામારી ક્યાં એકલી હતી! અમારી ગરીબાઈ માટે મને અને મારા બાપાજીને કમમાં કમ દોઢસો વખત મહેણાં પડી ચૂક્યાં હશે! એ તો ઠીક છે કે તમે બધાં છો; બાકી બીજાં બધાં તો ત્રણ મહિનામાં મને પૂરી કરી મૂકે.

**વિપિન :** અમારામાં તો તને વિશ્વાસ છે ને?

[ તનમન જવાબ આપતી નથી.

**નિર્મળા :** કેમ ભાભી? હવે જવાબ કેમ આપતાં નથી? ત્યારે અમે પણ ખરાબ, એમ કેની?

**તનમન :** નીમુબહેન, તમારાથી તો તોબા! તમે પણ ખોટા ખોટા અર્થ લઈ જાઓ છો તો.

**નિર્મળા :** ત્યારે ખખડાવીને જવાબ કેમ આપતાં નથી?

**મંગળા :** નીમુ, તું યે શું જાણી જોઈને પૂછ્યા કરે છે! વિપિને પૂછ્યું એટલે શરમથી જવાબ ન દઈ શકી. તનમન, આપણે એકલાં હોઈએ ત્યારે એવી શરમ ન રાખવી. તારે તો પીયર અને સાસરૂં સરખાં જ ગણવાં.

**તનમન :** બા, હું બધું સમજું છું. તમને 'ભાભુજી' નથી કહેતી પણ 'બા' જ કહું છું એટલામાં તો કાંઈ કેટલાંએ – આ તરફનાં તેમ જ મારી તરફનાંએ મને પીંખી

નાખી છે. પણ હું તો તમને 'બા' અને આ મોટાં નણંદને 'નીમુબહેન' જ કહેવાની.

નિર્મળા : તમે 'ભાભુજી' અને 'મોટીબાઈ' કહેવા માંડો તો હું તમને તમાચો જ ખેંચી કાઢું, સમજ્યાં કે ભાભી?

વિપિન : નિર્મળા! પેલી હિંગાષ્ટકની વાત કોના મગજમાંથી નીકળેલી?

નિર્મળા : તે તું એમ ધારતો હતો કે તારાં અકકલવાળાં ધણીયાણીના મગજમાંથી નીકળી હતી, એમ? એ તો મારાં 'ઓરીજીનલ' ભેજાંની વાત હતી.

મંગળા : પણ તારે મને ઈશારો તો કરવો હતો. હું તો બાફી જ દેત.

તનમન : નીમુબહેન, જશ ખાટવો હોય તો ખાટો; બાકી એમાં તમે મને અને બાને મૂરખાં બનાવ્યાં. ખરી વાત બધાં જ જાણી ગયેલાં.

વિપિન : હું પણ એમ જ ધારું છું.

નિર્મળા : (ચાળા પાડતાં) 'હું પણ એમ જ ધારું છું!' હવે એમ બોલીને બૈરીને ટેકો આપવા નીકળાય છે. ઉપર તો કેવું ઢીલું-રડું રડું થઈ જતું મોં લઈને બેઠેલો. બા, મેં એમની મુલાકાત કરાવી આપી એના બદલામાં તો વિપિન મને એક સાડી અપાવવાનો છે.

વિપિન : તને સાડી અપાવું? અરે વાહરે વાહ!

તનમન : એવું વચન આપ્યું હોય તો તો સાડી અપાવવી જોઈએ.

**વિપિન** : તને પાંચ મિનિટ મળવા માટે સાડી અપાવવા તૈયાર થાઉં એવો હું બેવકૂફ છું ?

**મંગળા** : વિપિન, એ તો એમ જ હોય. લગન વખતે બધાં જ પરણનાર બેવકૂફ બની જાય છે.

**નિર્મળા** : બા, તું પણ એવી જ હતી કે ?

**તનમન** : તમે પણ, **નીમુબહેન**, કોઈને કશું કહેતાં અચકાતાં નથી તો !

**વિપિન** : શાની અચકાય ? સોલીસીટરની બૈરી છે કેની, કેમ, **નીમુ** ?

[ બધાં અચાનક મૌન ધારણ કરે છે.

**નિર્મળા** : (બનાવટી બગાસું ખાઇને) આપણે પેલાંને કહેતાં હતાં પણ આપણે પણ સવાર તો નથી પાડવીને ? બાપજી, હવે તો આ ઊજાગરા સહન નથી થતા.

[ આટલું બોલીને **નિર્મળા** બાની સામું જુએ છે. બાનાં સજળ નેત્રો જોઇને **નિર્મળા** જરા વિચારમાં પડે છે અને પછી તમને ય ઊંઘ આવે છે કે નહિ, ભાભી ? ઊઠો, જઇને સૂઇ જાઓ તમારા ઓરડામાં કે હું ને બા નિરાંતે સૂઇએ. એમ **તનમન**ને કહે છે. **તનમન** લજ્જાથી નીચું જોઈ રહે છે.

'હવે ઊઠોને મારાં મોંઘાં ભાભી ! *ઊઠવું છે કે નહિ ?' (એમ કહીને **નિર્મળા*** **તનમન**નો હાથ પકડીને તેને ઊઠાડવાનો યત્ન કરે છે.)

તનમન મંગળાના અશ્રુપૂર્ણ વદનને મૂક સહાનુભૂતિથી જોઈ રહે છે.

મંગળા ઊભી થઈને તનમનના વાંસે સ્નેહથી હાથ મૂકે છે અને કંપતે અવાજે કહે છે: 'જા, તનમન દીકરી, જા સૂઈ જા.'

નિર્મળા અને તનમન ધીમે પગલે જાય છે.

મા અને પુત્ર એકેકની સામું ન જોવાના નિષ્ફળ યત્ન કરીને એકેકની સામું જોઈ રહે છે.

મંગળા : (ધીમે પગલે પુત્ર કને જાય છે.) વિપિન !

વિપિન : (લાગણીવશ) બા, બા, આમ ધ્રૂજે છે કેમ ? મને કહી દેને, શું છે ?

મંગળા : તનમન મા વગરની છે – બહુ નરમ સ્વભાવની છે. શિવુભાઈએ મને સોંપી અને – અને આજથી હું તને સોંપું છું.

વિપિન : બા, હું તારો જ દીકરો છું ને! તેં કોઈ મરતાંને મર કહ્યું નથી તો હું એમ કરૂં એમ બને ?

મંગળા : વિપિન !

વિપિન : બા, આજ સુધી તું મને ગમે તે વાત કહેતાં અચકાઈ ન હતી. આજે આમ કરે તે ઠીક નહિ.

મંગળા : વિપિન, દીકરા, આવડો મોટો મેં કર્યો; તું મારો હતો. આજથી તું તદ્દન બીજાંનો તો નહિ થઈ જાય ને ? તું થોડોક તો મારો રહેજે – રહેશે ?

**વિપિન :** બા, મારું હૈયું—તારા છોકરાનું હૈયું એટલું નાનું છે કે બીજાંની જગ્યા કરવા તને કાઢવી પડે ? તું તો જેવી મારા હૃદયમાં હતી તેવી ને તેવી જ રહેવાની—નવાં માણસોની જગ્યા એની મેળે થઈ રહેશે. મારી આટલી ખાતરી તને નહિ રહે ? રહેશેને ? અને જો બા, તું પાછી એની એ ચિંતા કર્યા કરે તો મારા સમ છે.

**મંગળા :** એમ જરા જરા વારમાં સમ ન ખાઇએ, દીકરા; આ તો આટલું કહી દેવાનું મન હતું તે કહી નાખ્યું. ભગવાન તને અને તનમનને બધી રીતે સુખી રાખે !

[છેવટનું વાક્ય અરધું બોલાય છે અને વિપિન જાય છે.

પડદો પડે છે.